શ્રીદયાવિમલજીજૈનગ્રંથમાલા અંક ૧૧.

શ્રીમત્તપાગચ્છાચાર્યવિમલશાખીય-
શ્રીજ્ઞાનવિમલસૂરીશ્વર રચિતઃ

# શ્રીજંબૂસ્વામિરાસ

તથા

# બારવ્રતની ટીપનો રાસ.

મોદી. કેશવલાલ પ્રેમચંદ.
એલ. એલ. બી. વકીલ તેન શોધિત:

પેથાપુરનિવાસિ વિમલશાખીય મહેતા કાલીદાસ
દેવચંદના સ્મરણાર્થે તત્પુત્ર શકરચંદ કાલીદાસે
છપાવી પ્રસિદ્ધ કર્યું.

અમદાવાદમાં ત્રણદરવાજા કુટીઓળમાં નંબર ૨૫૪૩
વાળા મકાનમાં આવેલા શ્રી રત્નસાગર પ્રીન્ટીગ પ્રેસમાં
શા. અમૃતલાલ જેસીંગભાઇએ છાપ્યું.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦

સંવત ૧૯૭૪ સને ૧૯૧૮

મૂલ્ય આણકચતુષ્ટયમ

શ્રીદયાવિમલજીજૈનગ્રંથમાલા અંક ૧૧

શ્રીમત્તપાગચ્છાચાર્યવિમલશાખીય-

શ્રીજ્ઞાનવિમલસૂરીશ્વર રચિતઃ

# શ્રીજંબૂસ્વામિરાસ

તથા

# બારવ્રતની ટીપનો રાસ.

મોદી. કેશવલાલ પ્રેમચંદ.

એલ. એલ. બી. વકીલ તેન શોધિતઃ

પેથાપુરનિવાસિ વિમલશાખીય મહેતા કાલીદાસ દેવચંદના સ્મરણાર્થે તત્પુત્ર શંકરચંદ કાલીદાસે છપાવી પ્રસિદ્ધ કર્યું.

અમદાવાદમાં ત્રણદરવાજા ચુડીઓળમાં નંબર ૨[illegible] વાળા મકાનમાં આવેલા ધી રત્નસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં શા. અમૃતલાલ જેશીંગભાઇએ છાપ્યું.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦

સંવત ૧૯૭૪ સને ૧૯૧૮

મૂલ્ય આણકચતુષ્ટયમ

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઇટ-સંગ્રહ
૭૭૫૮

પુસ્તકપ્રાપ્તિસ્થાન

શ્રીદયાવિમલજી જૈનગ્રંથમાલા.

ઝવેરી ચંદુલાલ મોહનલાલ કોઠારી.

દાદાસાહેબની પોળ—અમદાવાદ.

## શ્રીમત્તપાગચ્છાચાર્યશ્રીજ્ઞાનવિમલસૂરીશ્વર-
## મહારાજના રચેલ ગ્રંથો લભ્ય છે.

---

## શ્રીનયવિમલગણિની અવસ્થામાં ( સૂરિપદ
## લીધા પહેલાં ) રચેલ અમને મળેલ
## તથા સાંભળેલ ગ્રંથો.



| | | શ્લોક સંખ્યા. | રચ્યાનો સંવત્. |
|---|---|---|---|
| ૧ | नरभवदृष्टान्तोपनयमाला. | ૯૯૭ | ૦ |
| ૨ | पाक्षिकविधिप्रकरणसटीक. | ૩૯૦ | ૧૭૨૮ |
| ૩ | સાધુવંદનારાસ. | ૪૯૫ | ૧૭૨૮ |
| ૪ | ઉપાસકદશાંગસૂત્રટબાર્થ. | ૧૯૦૦ | ૧૭૨૯ |
| ૫ | જંબૂસ્વામિરાસ. | ૧૦૩૫ | ૧૭૩૮ |
| ૬ | સુરસુંદરીરાસ. | | |
| ૭ | નવતત્ત્વબાલાવબોધ. | ૫૦૦ | ૧૭૩૯ |
| ૮ | રણસિંહરાજર્ષિરાસ. | (લગભગ) | ૧૭૪૦ |
| ૯ | શ્રમણસૂત્ર બાલાવબોધ. | ૧૦૦૦ | ૧૭૪૩ |
| ૧૦ | प्रश्नद्वात्रिंशत्स्तोत्रं स्वोपज्ञबालावबोधयुक्त | ૩૦૦ | |
| ૧૧ | श्रीपालचरित्रं गद्यबद्ध (संस्कृत) | ૨૦૦૦ | ૧૭૪૫ |
| ૧૨ | સાઢાત્રણસો ગાથાના સ્તવનનો બાલાવબોધ. | ૧૫૦૦ | |
| ૧૩ | દશ દૃષ્ટાંતની સજઝાય. (ઢાળ ૨૧) | | |

---

# અથ શ્રીજ્ઞાનવિમલસૂરિની અવસ્થામાં રચેલ ગ્રંથો.



| | | | |
|---|---|---|---|
| ૧૪ | श्रीप्रश्नव्याकरणसूत्रवृत्तिः | ૭૫૦૦ | |
| ૧૫ | संसारदावानलस्तुतिवृत्तिः | ૧૨૫ | |
| ૧૬ | કલ્યાણમંદિરસ્તોત્રગીતાનિ. | | |
| ૧૭ | બારવ્રતગ્રહણરાસ. (ગાથા ૨૦૧) | ૩૦૦ | ૧૭૫૦ |
| ૧૮ | રોહિણીઅશોકચંદ્રરાસ. | ૨૦૦૦ | ૧૭૭૨ |
| ૧૯ | દીવાળીકલ્પબાલાવબોધ. | ૧૨૦૦ | ૧૭૬૩ |
| ૨૦ | આનંદઘનચઉવીશીબાલાવબોધ. | ૨૩૦૦ | ૧૭૧૯ |
| ૨૧ | ત્રણભાષ્યબાલાવબોધ. | ૧૫૦૦ | |
| ૨૨ | અધ્યાત્મકલ્પદ્રુમબાલાવબોધ. | ૮૦૦૦ | ૧૭૭૦ |
| ૨૩ | શ્રીચંદ્રકેવલીરાસ | ૭૬૦૦ | ૧૭૭૦ |
| ૨૪ | પાક્ષિકસૂત્રબાલાવબોધ | ૫૫૦૦ | ૧૭૭૩ |
| ૨૫ | યોગદૃષ્ટિની સજ્ઝાય બાલાવબોધ. | ૧૨૦૦ | |
| ૨૬ | પર્યુષણપર્વમાહાત્મ્યની સજ્ઝાય. | | |
| ૨૭ | સ્તવનો, સજ્ઝાયો, સ્તુતિ, પદો વિગેરે. | | |
| ૨૮ | શ્રીશાંતિનાથનો તથા શ્રીપાર્શ્વનાથનો કલશ વિગેરે. | | |

॥ श्रीमत्तपागच्छाचार्यश्रीज्ञानविमलसूरीश्वरेभ्यो नमः ॥

શ્રીમત્તપાગણગગનાંગણદિનમણિપંડિત-

નયવિમલગણિ(જ્ઞાનવિમલસૂરિ) કૃત

# શ્રીજંબૂસ્વામિરાસ.

॥ દુહા ॥

પ્રણમી પાસજિણંદના, ચરણકમલ સુખકાર;
જંબૂસ્વામિતણો કહું, સરસ કથા અધિકાર ॥ ૧ ॥
શીલવ્રત પહેલા ધરી, [૧]કરપીડણ જેણે કીધ;
રાગ ઠામિં વયરાગીઓ, અકળ કહાણી કીધ ॥ ૨ ॥
જંબૂ છેહલો કેવલી, જે આ ભરત મઝાર;
સોભાગી મહિમાનિલો, શીલવંત શિરદાર ॥ ૩ ॥
પ્રભવો પણ પ્રતિબૂઝવ્યો, પંચસયાં પરિવાર;
શ્રીસોહમગણધરતણો, પુણ્યવંત પટધાર ॥ ૪ ॥
ભવિજનને ભણવા ભણી, તાસ સંબંધ કહેશ;
આઠે કન્યાની કથા, શાસ્ત્રથકી લવલેશ ॥ ૫ ॥

॥ ઢાલ ૧ લી ॥

( જીરેજી સામી સમોસર્યા, અથવા મુનિ મન સરોવરહંસલો. એ દેશી. )

નયરી રાજગ્રહી જાણીએ, શ્રેણિકનામે નરીંદ એ;
અભયકુમાર મંત્રીસરૂ, જિનમત [૨]અંબરચંદ એ ॥
॥ જીરે જીરે જિનવર જયકરૂ॥ ૧॥
તિણસમે આવી સમોસર્યા, સુખકર વીરજિણંદ એ;
બારે પરખદા તિહાં મળી, વંદે ઇંદ્રિ નરીંદ એ ॥જીરે૦॥ ૨॥
શ્રેણિક વંદન આવીયા, સાથે અભયકુમાર એ;

---

૧ પાણિગ્રહણ. ૨ આકાશ.

વંદન વિધિશું સાચવે, ખાયકસમકિતધાર એ ॥જીરે૦॥ ૩॥
ચઉમુખ ચઉવિધ જિન કહે, ધર્મકથા અભિરામ એ;
તારણગુણ પ્રવહણ સમી, સવિ ભવિજન હિતકામએ ॥જીરે૦॥ ૪॥
તિણેસમય એક સુર આવીયો, વંદે શ્રીજગનાથએ;
જયજય જિનમુખે ઉચરે, જયજય શિવપુર સાથ એ ॥જીરે૦॥ ૫॥
શ્રીસુરીયાભતણીપરે, નાટકવિધિ કરે સાર એ;
પુછે નિજ ભવ આઉખું, આંણી ભગતિ અપાર એ ॥જીરે૦॥ ૬॥
તવ જિન ભાખે સુણિ સુરા,પામીશ તું સુખકારએ;
આજથકી દિન સાતમે, માનવનો અવતાર એ ॥જીરે૦॥ ૭॥
ઈમ નિસુણી નિજ થાનકે, પોહતો સુર સુખકંદ એ;
તવ શ્રેણિક પ્રણમી કરી, પૂછે વીરજિણંદ એ ॥જીરે૦॥ ૮॥
વીર કહે એ ભરતમાં, છેહલો કેવલી એહ એ;
જંબૂનામે હોયશે, રાજગ્રહી સસનેહ એ ॥જીરે૦॥ ૯॥
શ્રેણિક પૂછે જિન કહે, પૂરવભવ અવદાત એ;
ધીરવિમલકવિરાજનો, શિષ્ય કહે ઈમ વાત એ ॥જીરે૦॥૧૦॥

---

## ॥ દુહા ॥

સુહદય ચંદન માલતી, કુસુમે પૂજી પાય;
ધર્મધીર [1]શ્રીવીરને, પૂછે શ્રેણિકરાય ॥ ૧ ॥
એ ઉત્તમ સુરવરતણાં, ભવ દાખો ગુણગેહ;
પ્રભુ સેવાનો રાગીઓ, એ સુરશું ધર્મસનેહ ॥ ૨ ॥
વીર કહે તેહની કથા, સુણતાં પરખદ બાર;
ગૌતમને આગળ કરી, દેશના અમૃતધાર ॥ ૩ ॥

## ॥ ઢાલ ૨ જી ॥

(મરૂદેવીમાતા ઈમ ભણે, ઉઠ ભૂપ ભરત મનરંગેજી—એ દેશી.)

જંબૂભરતભૂભામિની, તિલકોપમ સુગ્રીવ ગ્રામજી,
રાવડ પામર તિહાં વસે, તસ ઘરણી રેવતી નામજી;
અંગજ દોય સોહામણા, એક ભવદેવને ભાવદેવજી,
સાધુસમીપે એકદા, લીયે સંયમ તે ભવદેવજી ॥ ૪ ॥

---

૧ શ્રીવીરના ઇત્યપિ.

વિચરંતો તે આવીઓ, નિજ ગામે વંદન કામેજી,
ભાવદેવ બંધવ તિહાં, પાય [1]પ્રણમે મુનિ અભિરામજી;
લજ્જાએ સંજમ ગ્રહીઓ, ભાવદેવે બંધવપ્રેમેજી,
ભવદેવ અણસણ આદરી, સુરલોકે પોહતો એમજી ॥ ૫ ॥
ભ્રષ્ટ થયો સંજમથકી, ભાવદેવેં લજ્જા લોપીજી,
ગુરૂ મેહલી ઘરમુખ થયો, કામરાગે મતિ આરોપીજી;
નવપરણીત સ્ત્રી નાગિલા, મેહલી તે મનમાંહિ સાલેજી,
લૂખાકૂરતણીપરે, ગલે વિલગી મન નવિ ચાલેજી ॥ ૬ ॥
પ્રથમ જિનેસર દેહરે, પુર બાહિર આવી રહીઓજી,
તપ દુર્બળ તનુ નાગિલા, આવી તવ પતિ ઓળખીઓજી;
ઇંગીતાકારે જાણીઓ, કામાતુર તેહ બોલાવ્યોજી,
નાગિલા માહરી ભારજા, તસ નેહે હું ઇહાં આવ્યોજી ॥ ૭ ॥
લાજવશે સંયમ ગ્રહીયો, પણ પ્રેમ ન મુકયો જાયજી,
નાગિલા જો મુઝને મીલે, તો જીવિત સફલો થાયજી;
તવ વનિતા વલતું કહે, એહ સંયમીયાનેં ખોડજી,
વ્રત ચિન્તામણિ [2]પરઠવી, ગ્રહે કક્કર કહો કુંણ હોડિજી ॥ ૮ ॥
ગજ છોડી રાસભ ગ્રહે, [3]પય છોડી [4]આસણ સેવેજી,
પ્રવહણ છોડી શિલા ગ્રહે, કુંણ [5]કોઅચે અંગે દેવેજી;
સુરતરૂ ઉખેડી કરી, કુંણ [6]કનકતરૂ ઘરે વાવેજી,
તિમ ચારિત્ર મેહલી કરી, કુંણ ભ્રષ્ટ થઈ [7]ઘરે આવેજી ॥ ૯ ॥
પૂરવ મુનિ સંભારીએ, ભરતાદિક પૃથિવી ભાણજી,
કીર્ત્તિધર સુકોસલ વળી. તિમ મહાબલમુનિ પરધાનજી;
પ્રત્યેકબુદ્ધ ચ્યાર મુનિવરા, મૃગાપુત્ર ને ગજસુકુમાલજી,
[8]ખંધો અયમુત્તોમુનિ, સાલ ધન્નો અર્જુનમાલજી ॥૧૦ ॥

ઇત્યાદિક મુનિવર થયા, જિણેં ઘોર પરીસહ સહીયાજી,
તૃણ જીમ રાજ્ય [9]મુકી કરી, જિણે સંયમભાર નિરવહીયાજી;
નાગિલાએ ઇમ હિત કરી, થિર કીધો પતિ ભાવદેવજી,

---

૧ પ્રણમી ઇત્યપિ. ૨ પરિહરિ ઇત્યપિ. ૩ દૂધ.
૪ છાસનેં ઈત્યપિ આસણ એટલે છાસની આસ. ૫ કૌંચફળ.
૬ કનકતરૂ (ધત્તૂરો). ૭ ફરી ઇત્યપિ. ૮ ખંધક ઇત્યપિ.
૯ છંડી કરી ઇત્યપિ.

પુનરપિ સંયમ આદરી, લીયે સંયમ તે સ્વયમેવજી ॥૧૧॥
કાળ કરીને ઉપન્યો, સુરલોકે ત્રીજે તેહજી,
સાતસાગરને આઉખે, સુખ વિલસે અતિ સસનેહજી;
એકાવતારી સીઝશે, નાગિલા પણ ઉત્તમ પ્રાણીજી,
ધીરવિમલકવિરાજનો, નયવિમલ વદે ઈમ વાણીજી ॥૧૨॥

---

॥ ઢાળ ૩ જી ॥

( કોઇલો પર્વત ધુંધલો રે—એ દેશી. )

પૂરવમહાવિદેહમાંરે લો, જંબૂદ્વીપ વખાણરે ॥સુગુણનર॥
વીતશોકાનયરી ભલીરે લો, તિહાં પદ્મરથ ભૂભાણરે ॥સુગુણનર॥
॥ શિવકુમરને વંદીએરે લો ॥૧॥ એ આંકણી ॥
વનમાલારાણી ભલીરે લો, રૂપકલા ગુણધામરે ॥સુ૦॥
ભાવદેવ સુત ઉપન્યોરે લો, શિવકુમર દીઉં નામરે ॥સુ૦॥શિ૦॥ ૨॥
પંચસયા અંતેઉરીરે લો. પરણાવી ગુણગેહરે ॥સુ૦॥
બત્રીસબદ્ધ નાટક પડેરે લો, અવલોકે સસનેહરે ॥સુ૦॥શિ૦॥ ૩॥
ઇણેસમેં ફરતા ગોચરીરે લો, ધર્મઘોષ ગુરૂ શિષ્યરે ॥સુ૦॥
સાધુમારગ અવગાહતારે લો, વારૂ વિસવાવીસરે ॥સુ૦॥શિ૦॥ ૪॥
મુનિ દેખી મન ઉલ્લસ્યોરે લો, બાલકને મન માતરે ॥સુ૦॥
સ્નેહથકી જાણ્યાં સહિરે લો, પૂરવભવનો ભ્રાતરે ॥સુ૦॥શિ૦॥ ૫॥
ગોખથકી તવ ઉતર્યોરે લો, વંદી પૂછે [1]રાજરે ॥સુ૦॥
ક્લેશ સહો કિણકારણેરે લો,મુનિ કહે ધરમને કાજરે ॥સુ૦॥શિ૦॥ ૬॥
પુરબાહિર દોય આવીયારે લો,ધર્માચારજ પાસરે ॥સુ૦॥
ધર્મકથા સુણતાં લહ્યોરે લો, જાતિસ્મરણ ખાસરે ॥સુ૦॥શિ૦॥ ૭॥
પૂરવભવ અવલોકીઓરે લો,મુનિ પ્રણમે ઘરે જાયરે ॥સુ૦॥
માતપિતા અનુમતિ ન દીયેરે લો,દૃઢધર્મી સમઝાયરે ॥સુ૦॥શિ૦॥ ૮॥
ગૃહવાસે તપ આદર્યોરે લો, છઠ્ઠછઠ્ઠ આંબિલ સારરે ॥સુ૦॥
બારવરસલગે આકરોરે લો, ભાવયતી વ્રતધારરે ॥સુ૦॥શિ૦॥ ૯॥
પહિલે સુરલોકે ગયોરે લો, ચ્યારપલ્યોપમ આયરે ॥સુ૦॥
વિદ્યુન્માળી નામથીરે લો, સુખ વિલસે સુરકાયરે ॥સુ૦॥શિ૦॥૧૦॥
જંબૂસ્વામીતણા કહ્યારે લો,પહિલા ભવ ઈમ ચ્યારરે ॥સુ૦॥

---

[1] મુનિરાજ ઇત્યપિ.

ધીરવિમલકવિરાજનોરે લો, નય કહે એ અધિકારરે ॥સુ૦॥શિ૦॥૧૧॥

॥ ઢાલ ૪ થી ॥

( ચતુર સનેહી મોહનાં—એ દેશી )

મગધદેશ મનોહરૂ, રાજગ્રહી શુભઠામો રે;
શ્રેણિક નામે રાજીઓ, અભયકુમર પ્રધાનો રે.
॥ જયજય જંબૂકુમારજી ॥ ૧ ॥ એ આંકણી ॥
શેઠ ઋષભદત્ત તિહાં વસે, ઘરણી ધારણી નામ રે;
શિવસુર આવી ઉપન્યો, તસ કૂખે અભિરામ રે ॥જય૦॥ ૨॥
જંબૂતરૂવર શાશ્વતો, સુપને દેખે તામ રે;
પૂરણપુણ્યે જનમીયો, જંબૂ ઠવીઉં નામ રે ॥જય૦॥ ૩॥
પંડિત પાસે શીખવ્યો, સકલ કલા અભ્યાસ રે;
જાતિસ્મરણપરે થયો, શાસ્ત્રતણો સુપ્રકાશ રે ॥જય૦॥ ૪॥
લઘુવયથી પણ તેહને, ધર્મતણો અભ્યાસ રે;
અનુક્રમે તરૂણપણું લહી, તરૂણીહરણીપાશ રે ॥જય૦॥ ૫॥
ઇણસમે તિણે પુરમાં ભલા, વ્યવહારી ધનવંત રે;
સરખી વય વિદ્યા ગુણે, વળી સરખી તનુ કાંતિ રે ॥જય૦॥ ૬॥
એક એકથી ગુણે વડી, કન્યા આઠ ઉદાર રે
જંબૂકુમર પરણાવવા, કીધો સત્યાકાર રે ॥જય૦॥ ૭॥
ધરમી વડ વયરાગીયો, ચરમશરીરી એહ રે;
ઇમ નિસુણી પણ આદરે, જંબૂકુમરશું નેહ રે ॥જય૦॥ ૮॥
વઇરાગી વર નવિ કહ્યો, શાસ્ત્રમાંહિ સુણ્યો એમ રે;
અવર ભલો પરણાવીએ, માતપિતા કહે તેમ રે ॥જય૦॥ ૯॥
ઇણસમે આવી સમોસર્યા, શ્રીસોહમગણધાર રે;
વંદન કાજે આવીયા, કોણિકનૃપ પરિવાર રે ॥જય૦॥૧૦॥
શેઠ ઋષભદત્ત આવીયા, સાથે જંબૂકુમાર રે;
નિસુણે ગણધર દેશના, નય કહે બહુ સુખકાર રે ॥જય૦॥૧૧॥

॥ દુહા ॥

થિર ચિત્ત સવિ દેખી કરી, શ્રીસોહમગણધાર;
ભવદવતાપ શમાવવા, જિમ પુષ્કરજલધાર ॥ ૧॥

ધર્મોપદેશ દીયે સદા, મુનિનો એહ સ્વભાવ;
પણ વિશેષફલ દેખીને, ઉલ્લસે સુમનોભાવ ॥ ૨॥
ચઉનાણી ચોખે ચિત્તે, તારણતરણ જહાજ;
ભવસ્વરૂપ ઇમ ઉપદિશે, સવિ ભવિજનહિતકાજ ॥ ૩॥

॥ ઢાળ ૫ મી ॥

( વીંછીયાની દેશી. )

શ્રીસોહમસામી ઉપદિશે, નિજ દેશન અમૃતરૂપરે;
ભવિ ભાવધરીને સાંભળે, એ અથિરસંસાર સરૂપરે ॥શ્રી૦॥ ૪॥
જિમ ચંચલમન કામિનીતણો. [1]મૂષાગત સોવન કાંતિ રે;
વિધુમંડલ જલમાં સંક્રમ્યો, જિમ અથિર ધજાનો પ્રાંતરે ॥શ્રી૦॥ ૫॥
જિમ કુંજરકર્ણતણીપરે, તિમ અથિર સંસારસરૂપ રે;
તિમ તન ધન યોવન કારમું, જિમ [2]મૂષક મૂર્ચ્છસરૂપરે ॥શ્રી૦॥ ૬॥
જિમ લાલપાન અંગુઠડે, માને મનમાં સુખ બાલરે;
તિમ નિંદિત એ તનુ ભોગશું, રાચે રૂચિશું ચિરકાલરે ॥શ્રી૦॥૭॥
અહો મુગ્ધપણું જુઓ લોકનું, જિહાં રાચે તિહાં ઉપન્નરે;
જે પીધા તે ફરશે ખુશી, મૂરખ માચે ઇમ મન્નરે ॥શ્રી૦॥૮॥
જિમ તનુ કંડૂતો સુખ ધરે, બહુ રૂધિરવિકારી દેહરે;
તિમ મોહાતુર રસ પ્રાણીઓ, દુખદાયક અંતે એહરે ॥શ્રી૦॥૯॥
આશપાશે બાંધીયા, ન કરે હિત આતમ મૂઢરે;
એ વિષય કષાય અશુચિશું, ભરીયા જન અંતર ગૂઢરે॥શ્રી૦॥૧૦॥
એતો ધર્મ વિના ધંધે પડયાં, સંસાર વધારે પ્રાયરે;
જે અવિરતિ બાંહિ આશ્રયા, નવિ પામ્યા વિરતિની છાંહરે॥શ્રી૦॥૧૧॥
એ સ્વારથીઆ સંસારમાં, પોતાનો કોય ન હોયરે;
એક ધર્મ વિના ભવસિંધુમાં, પડતાંને શરણ ન કોયરે ॥શ્રી૦॥૧૨॥
જે ભાવ જગતમાં ઉપન્યા, વિણશે પણ તે જગમાંહિરે;
જિમ નીરતણા કલ્લોલડા, ઉપજે વિણસે કૂપમાંહિરે ॥શ્રી૦॥૧૩॥
વલી મોહ પ્રમાદે પરવસ્યા, કરે ધર્મ તણી જે જોડિ રે;
કાલ આહેડી નિત્ય ભમે, [3]સંસારીજનમૃગકેડિ રે ॥શ્રી૦॥૧૪॥
નાહના મોટા બહુ ઘડે, ભાજન જિમ નિત કુંભારરે;

---

૧ મૂષા એટલે સોનું ગાળવાનું ભાજન. ૨ ઉંદર.
૩ કેડી એટલે પાછળ.

તિમ કુર્મ કુલાલ ઘડે ઘણા, સંસારી જન સંસારરે ॥શ્રી૦॥૧૫॥
ભવચક્કે અહનિશ ફેરવે, વિષયાદિક તાવડ દેઇરે;
પાત્ર ન થાય જિહાં લગે, તિહાં સુધી ભ્રમણ કરેઇરે ॥શ્રી૦॥૧૬॥
અહો સાસઉસાસ ગતાગતિ, નિજ આયુફલગ સુખખાણિરે;
છેદતું કરવતધારશું, નવિ જાણે જેહ અજાણરે ॥શ્રી૦॥૧૭॥
એમ અનિત્યતા સાંભળી, પ્રતિબુજ્યા બહુ નરનારીરે;
વ્રત પચ્ચખ્ખાણ કર્યાં ઘણાં, તિહાં લાભ થયો અપારરે॥શ્રી૦॥૧૮॥
તિહાં નરનારી બહુ હરખીયા, સુણી-શ્રીગુરૂ ઉપદેશરે;
ધન્ય ધન્ય એ સોહમગણધરૂ, કહે ધીરવિમલનો શિષ્યરે ॥શ્રી૦॥૧૯॥

---

॥ દુહા ॥

ઇમ નિસુણી શ્રીગુરૂતણી, હિતશિક્ષા અતિસાર;
કહે સ્વામી ! ભવતારણી, દીક્ષા દેઇ નિસ્તાર ॥ ૧ ॥
દેવાણુંપ્પિય મમ કરો, એહવે કામે પ્રમાદ;
પણ અનુમતિથી કીજીએ, જિમ ન વધે વિખવાદ ॥ ૨ ॥
માતપિતાને પૂછવા, આવે જંબૂકુમાર;
સંવેગી સિરસેહરો, સમતા શિર શૃંગાર ॥ ૩ ॥
રાજમાર્ગ વિચિં શસ્ત્રનો, કુમર કરે અભ્યાસ;
લોહગોલ તિહાંથી ખરયો, પડીઓ જંબૂપાસ ॥ ૪ ॥
યંત્ર દેખી વધતો થયો, સંવેગિ પરિણામ;
જો એ લાગત મુઝને, તો કિમ થાવત મનકામ ॥ ૫ ॥
ઇમ જાણી ફરી ગુરૂ કને, આવી કહે શિરનામ;
વ્રત લઘુદીક્ષા આદરી, આવ્યો તવ નિજ ધામ ॥ ૬ ॥

॥ ઢાળ ૬ ઠી ॥

રાગ—ખંભાયતી તોરે કોડલેહે, વૈદરભી પરણે કુંમરીરે—એ દેશી.

જંબૂકુંમર વયરાગીઓરે, માતપિતા પ્રતિભાસેરે:
અનુમતિ આપો મુજનેરે, હું સંયમ લેઉં ઉલ્લાસેરે
મોરી માતજીરે હું સંયમ અનુમતિ માગુંરે;
મોરા તાતજીરે હું લળીલળી તુમ્હ પાય લાગુંરે ॥એ આંકણી ॥૭॥
ઘૂણાક્ષર ન્યાયે કરીરે, એ નરભવ મેં પાયોરે;
અજાકંઠસ્તનની પરેરે, લેખે તેહ નવિ આયોરે ॥મોરી૦॥૮॥

ધર્મ વિના જે જીવડારે, નરભવ સુખશું રાતારે;
તે બુદબુદ પરે જાણીયેરે, પ્રગટ થઇ ક્ષય થાતારે ॥મોરી૦॥૯॥
ગુરૂવયણે મ્હેં જાણીઓરે, અંતરવયરી પ્રચારેરે;
દૂર કરૂં હવે તેહનેરે, જિમ હોય સુખ અપારરે ॥મોરી૦॥૧૦॥
ઉદાસીન્યઘરમાં વસું રે, માતા વિરતિ સુહાવેરે;
યોગાભ્યાસ પિતા કરૂંરે, શમતા [1]ધાવિ હુલાવેરે ॥મોરી૦॥૧૧॥
બહેન ભલી નીરાગતારે, બંધવ વિનય સખાઇરે;
મિત્ર [2]પરમ ગુણગ્રાહતારે, તનય વિવેક સુખદાઇરે ॥મોરી૦॥૧૨॥
વનિતા સુમતિ પતિવ્રતારે, ભોજન જ્ઞાનવિશેષરે;
સમકિતધન અતિ રૂઅડારે, નીમી અચલ અલેખેરે ॥મોરી૦॥૧૩॥
તપતુરંગમ જોતર્યારે, રથ શીલાંગ અઢારરે;
ભાવન પાખર આચરીરે, જિનમત બહુ હથીયારરે ॥મોરી૦॥૧૪॥
અભયદાનાદિક ઉંબરારે, નેષ્ટા ચામર ઢોલેરે;
કરૂણાકસબોઇ ભલીરે, અહનિશ છાકમ ચોલેરે ॥મોરી૦॥૧૫॥
સબલ સંતોષસેનાપતિરે, સંયમગુણ સવિ સેનારે;
ક્ષપકશ્રેણિની ગજઘટારે, શુભગુણઠાણે લીનારે ॥મોરી૦॥૧૬॥
ટોપ ધરી ગુરૂઆણનોરે, ધર્મધ્યાન [3]અસિ પાઉંરે;
અંતરંગ દુખદાયકૂં રે, મોહસેનને હઠાવું રે ॥મોરી૦॥૧૭॥
સંયમ સુધો પાલીનેરે, શાસન સોભ ચઢાવું રે;
તાહરો જાયો જાણયોરે, જગે જશપડહ વજાવુંરે ॥મોરી૦॥૧૮॥
પાંચેને દૂરે કરીરે, વલી પાંચે વશ્ય આણું રે;
પાંચે નિરમલ આદરીરે, પાંચે મનમાં જાણુંરે ॥મોરી૦॥૧૯॥
પંચમગતિ [4]નેતા થઇરે, પંચમાં શોભા પાઉં રે;
શાસનનાયક વીરનોરે, પટ્ટ પ્રભાવક થાઉં રે ॥મોરી૦॥૨૦॥
વચન સુણી ઇમ પુત્રનારે, માતપિતા તે વિચારેરે;
એહ વચન અનુસારથીરે, સહી તજશે સંસારરે ॥મોરી૦॥૨૧॥
માતપિતા સુતનાં તિહાંરે, જે થયાં વચન વિલાસેરે;
ઉત્તર પડૂત્તર ઘણાં રે, તે કવિજન કેમ પ્રકાશેરે ॥મોરી૦॥૨૨॥
મોહતણા પ્રભાવથી રે, ધર્મ કરતાં વારેરે;
પણ દુખનિધિ સંસારમાં રે, ધર્મ વિના કુંણ તારેરે ॥મોરી૦॥૨૩॥

---

૧ ધાત્રમાતા. ૨ પરગુણગ્રાહતા ઇત્યપિ. ૩ તરવાર. ૪ સ્વામી.

બ્રહ્મચારી ઇમ પુત્રનેરે, દેખી વિસવાવીસરે;
શ્રીરવિમલ કવિરાજનોરે, નયવિમલ કહે શિષ્યરે ॥મોરી૦॥૨૪॥

---

## ॥ દુહા ॥

માતપિતા તવ ઇમ કહે, એ વચ્છ યુંગતું તુઝ;
[1]વડપણ સંયમ આદરો, [2]માની વયણ એ મુજ ॥ ૧ ॥
તરૂણી પરણીને પછી, લેયો સંયમ ભાર;
તસ અનુમતિથી પ્રીછવી, એહ અછે વ્યવહાર ॥ ૨ ॥
માતપિતા મન રાખવા, કન્યા આઠ ઉદાર;
પરણી તેણું એકદિને, પણ મનમાં અવિકાર ॥ ૩ ॥
એકેકી કન્યા તિહાં, નવનવ કંચન કોડ;
તિમ નવ મોસાલા તણી, એમ એકાશી કોડ ॥ ૪ ॥
કોડિ અઢારહ ઘર તણી, એમ નવાણું કોડ;
કંચનનો ઢગલો કરી, કુણ કરે એહની હોડ ॥ ૫ ॥
રંગશાલામાં હર્ષશું, બેઠાં વરને નાર;
કેઇ અપચ્છર કેઇ ઉર્વશી, રંભાધિક અવતાર ॥ ૬ ॥
ગજ ગર્જારવ તિહાં કરે, જિહાં ન સુણે હરિનાદ;
અષ્ટાપદ અણજાણતો, કરે ગગનશું વાદ ॥ ૭ ॥
મેહઘટા હુઇ તિહાં લગે, જિહાં નહિ પવનપ્રચાર;
અંધકાર ખજૂઓ તિહાં, નવિ ઉગે દિનકાર ॥ ૮ ॥
તિમ વઇરાગ તિહાં લગે, જિહાં લગે નહિં શ્રીપાસ;
અબલાએ સબલાજીકે, સુરનર કીધા દાસ ॥ ૯ ॥
ડાહ્યા નર તે નારીશું, ન કરે કીશો વિવાદ;
વીરરશું મન કરીને રહે, તેહમાં કિશો સવાદ ॥ ૧૦ ॥
જાણોછો આખર તુમ્હે, લેશો સંયમ યોગ;
પણ હમણાં છે ભોગનો, સમય સુતનુધનયોગ ॥ ૧૧ ॥

## ॥ ઢાળ ૭ મી. ॥

આવેરે ઉલગાણા તાહરી કાંકરીને ઝુંબે—એ દેશી.

દીપક જ્યોતિ હેજશુંરે, અનોપમ આઠે નારરે રૂડી;

---

૧ વૃદ્ધપણે. ૨ માન ઇત્યપિ.

જેહનીરે બાંહિ સોહતી સોવનની છે ચૂડી.
રંગવિલાસ વિનોદશુંરે, સમજાવે ભરતારરે રૂડી;
'નાસારે જેહની દેખીને હારી પામી સૂડી ॥ ૧૨ ॥
એમ સરિખી છંડી કરી રે, શું ઇચ્છા શિવનારરે કુડી,
અમ્હે રે તુમને વીનવું છું હાથ દોય જોડી;
પડશો પશ્ચાત્તાપમાંરે, પૂરવ સુખ સંભારીરે ગોડી,
સ્વામીરે શિવસુખની વાત છે [2]એમ ઉંડી ॥ ૧૩ ॥
ફરી ફરી લેવો દોહિલોરે, તન ધન યોવન સંગરે વાહલા,
ચટકેશું છોડીદીઓ યોગના એ ચાલા;
છાકરવાદ ન કીજીએરે, વિલસો રંગ અભંગરે લાલા,
એણીપરે વીનવે લળી લળી બાલા ॥ ૧૪ ॥
પ્રભવો ચોર ઇણેંસમેં રે, આવ્યો જંબૂગેહરે વેગે,
સજ્જ થઇને કેડ બાંધિ લેઇ તેગે;
પંચસયાં પરિવારશુંરે, રૂષભદત્ત ઘરમાંહીરે ઢેગે,
ધણકણ કંચનની કોડિ ગ્રહે વેગે ॥૧૫॥
તવ જંબૂ મન ચિંતવેરે, લેઉં સંયમ પરભાતેરે મંડી,
તૃણપરે કંચન કામિની એ છંડી;
કોઈ મધ્યમ ભાખશેરે, નિર્ધન થઇ ગ્રહી દીક્ષરે એણે,
ઇણિપરે ધર્મની હાણિ હોશે જેણે ॥ ૧૬ ॥
જંબૂ શીલપ્રભાવથી રે, જપીઓ મુખે નવકારરે જેતે;
પંચસયાં થંભીયા ચિત્રામપરે તેતે,
ટગમગ જોવે તસ્કરારે, [3]પ્રભવો કરે વિચારરે તિહાં રે;
જંબૂપ્રતિ વિનવે કરી મનોહારિ ॥૧૭॥
બિરૂદ કહીજે એહવોરે, જીવદયાપ્રતિપાલરે તાહરૂં;
વચન તું માનીયે વિનતિનું માહરૂં,
વારો કોણિકરાયનોરે, કાલકૃતાંત કરૂરરે ગાઢા;
તેં પણ માંડયોછે ધર્મનો આખાડો ॥૧૮॥
અભયદાનથી ઉપરેરે, કોઇ કહ્યું નહિ પુણ્યરે જગમાં;
તે તો આજ તાહરે સહજ છેરે વગમાં,

---

૧ નાસિકા. ૨ એ મોટી ઇત્યપિ.
૩ પ્રભવો વિચારે તિહાં મનમાં રે ભારી. ઇત્યપિ પાઠઃ

એ જસ મોટો આજનોરે, ચઢશે તાહરે શીશરે ધરમી;
પંચસયાનો ઘાત કરી દીક્ષા લીયેછે કરમી ॥૧૯॥
[1]તાલોદઘાટણી અવસાપણીરે, દોય વિદ્યા મુજ પાસેરે સારી;
તે લેઇ એક દિયો થંભણી જે તાહરી;
જંબૂ કહે એક માહરેરે, ધર્મકલા મનમાંહિરે રૂડી;
અવર કુવિદ્યા એ સવિ છે કૂડી ॥૨૦॥
છોડી કંચન કામિનીરે, લેઇશ સંયમભારરે [2]વિહાણે;
તે તું પ્રભવા સાચ કરી જાણે,
અણુતૃપતા કામભોગનારે, જીવ અછે સંસારરે સઘલા;
કપટપણે ધર્મ આચરે જિમ બગલા ॥૨૧॥
જિમ મંજારી દૂધનેરે, દેખે પણ નવિ [3]લાઠિ રે ઘાતે;
તિણિપરે ભોગછે દુઃખને સંઘાતિ,
પ્રભવાને પ્રતિબોધવારે, કહે જંબૂ દૃષ્ટાંતરે વારૂ;
નયવિમલ કહે સાંભળો શ્રોતારૂ ॥૨૨॥

॥ દુહા. ॥

કહે જંબૂ પ્રભવા પ્રતિ, એ સુખ કેહે [4]માન;
સુરલોકે સુખ ભોગવ્યાં, પુણ્યતણે અનુમાન ॥૧॥
ધન જીવિત વિષયાદિકે, અણતૃપતા સવિ જીવ;
ચિહું ગતિમાંહિ એણીપરે, ફિરતા રહે સદૈવ ॥૨॥
એ સુખ મધુબિંદુય સમા, દુઃખદાયક છે અંત;
કહે પ્રભવો મધુબિંદુનો, મુજ દાખો દૃષ્ટાંત ॥૩॥

॥ ઢાળ ૮ મી. ॥

રાગ—દઇ દઇ દરિસણ આપણો—એ દેશી.

સુણ પ્રભવા જંબૂ કહે, મધુબિંદુ દૃષ્ટાન્તજી;
સારથવાહશું ચાલીઓ, અરથી નર ગુણવંતજી ॥
ત્રૂટક—ગુણવંત એક નર પંથી ભૂલ્યો, પડયો અટવીરૂપએ;
[5]મયમત્ત કુંજર હણણ ધાયો, દેખી પઇઠો કૂપએ ॥
વલગીઓ વટની શાખે તે નર, દીઠા [6]અધ દોય અજગરા;

---

૧ તાલોદ્ઘાટિની તથા અવસ્વાપિની એ બે વિદ્યા છે. ૨ પ્રભાતે.
૩ લાકડીનો ઘાત. ૪ ઠામ ઇત્યપિ. ૫ મદોન્મત્ત. ૬ નીચે.

ચિહું માસે દેખે ચ્યાર લેખે, લંબકાયા વિષધરા ॥૪॥

કટુવચને તિહાં બોલતી, રાક્ષસી એક વિકરાલજી;
કહે તું કિમ આયો ઇહાં, દરિસન અગ્નિની ઝાલજી ॥
ત્રૂટક—વિકરાલ માહરી શક્તિને નવિ સાંભળી રે જગતમાં;
સવિ લોક [1]માંથે ચરણ દેઇ, હું ગ્રસું તતકાલમાં ॥
માહરો રિપુ પણ અછે બળીઓ, તેહ સવિ કેહને નડે;
મુજ આણ લોપી અરે! મૂરખ! કહે ઇણિં,વડ કિમ ચડ્યો ॥૫॥

શાખા વિચેં મધુ માંડવો, રસપૂરિત જિમ દ્રાખજી;
દોય [2]મૂષક ઉપરે રહ્યા, છેદે [3]વટની શાખજી ॥
ત્રૂટક—વટશાખ કાપે દુ:ખ [4]વ્યાપે, ડંક દીયે માખી ઘણા;
ચિરકાલશું મધુબિંદુ પામે, રંક હોય ઇમ રેવણા ॥
તિહાં મિલ્યો ખેચર દંપતી કહે, બેશ ઇણે વિમાનએ;
ક્ષણ એક મધુને કાજ પડખો, રંક કરે ઇમ સાનએ ॥૬॥

તે મૂરખ પરે કુણ રહે, એહવા બહુ દુ:ખમાંહિજી;
મધુ સમ એ ભવસુખ કહ્યા, સુણ પ્રભવા ઉછાંહિજી ॥
ત્રૂટક—ઉછાંહિ સુણ તું એહ ઉપનય, ભવ મહા અટવી કહી;
સંસારવાસી જેહ પ્રાણી, રંક પરે ઉપમા લહી ॥
જરા મરણને અવતરણ કૂપક, વિષય જળ ભરીયું સદા;
આઠ કર્મની થિતિ આઠ ખાંણી,અંત નવિ લહીયે કદા ॥૭॥

[5]નરકતિરિ ગતિ દોય અજગરા, વિષધર ચ્યાર કષાયજી;
નરગતિ વડ કામ મહારિપુ, શાખા વડની આયજી ॥
ત્રૂટક—આય [6]દોયપખે મૂસ કાપે, મરણ ગજ ધંધોલતો;
મધુમંડવો તિહાં વિષય જાણો, લાલચે મુહ મંડતો ॥
રોગ શોક એ માખીચટકા, ખમે તે રસવાહીઓ;
લઘુતરૂણ વય પડ ખાવતો તેણું,ધર્મ નવિ આરાહીઓ ॥૮॥

સદ્ગુરૂ વિદ્યાધર કહ્યો, ધરતો ધર્મ વિમાનજી;
તસ દયિતા દયા હિતકરી, નવિ બેસે તે અયાણજી ॥
ત્રૂટક—અજ્ઞાન પ્રાણી હૃદય નાંણી, જૈન વાણી તિણું નરે;

---

૧ પગદેઇ. ૨ ઉંદર. ૩ વડની ઇત્યપિ. ૪ આપે ઇત્યપિ.
૫ નરક તિર્યંચ ઇત્યપિ. ૬ દોય પખ એટલે કૃષ્ણપક્ષ ને શુક્લપક્ષરૂપ મૂસ એટલે ઉંદર.

મધુબિંદુ પરે ઈહલોક સુખનો, લાલચી તે ભવ ફિરે ॥
તેહ ભણી પ્રભવા જૈનધર્મે, પ્રાણીઓ શિવસુખ લહે;
કવિરાજ શ્રીધીરવિમલ સેવક, નયવિમલ ઉપનયકહે ॥૮॥
॥ ઇતિ જમ્બૂદૃષ્ટાન્તાધિકારે મધુબિંદુ પ્રથમ દૃષ્ટાન્ત સજ્ઝાય: ॥

---

॥ દુહા ॥

પ્રભવો કહે જંબૂ પ્રતિ, પુત્ર કલત્ર પરિવાર;
ભર યોવનમાં મૂકતાં, નહિ ઉત્તમ આચાર ॥૧॥
પ્રભવા ! નિયતિ આપણી, મિલીઓ સવિ પરિવાર;
સુખ સુહકો વિહેંચી લીઈ, ન કરે દુઃખ ઉદ્ધાર ॥૨॥
ઇમ જોતાં સંસારમાં, થયા સંબંધ અપાર;
એકેકા પ્રાણી પ્રતિં, જિમ નાતરાં અઢાર ॥૩॥
કહી દાખો તે મુજ પ્રતિ, કિમ સંબંધ અઢાર;
પૂરવશ્રુત દૃષ્ટાન્ત જે, તે કહે જંબૂકુમાર ॥૪॥

॥ ઢાળ ૯ મી ॥

એકવીશાની દેશી.

મથુરાપુરીરે કુબેરસેના ગણિકા વસે,
મનહરણી રે તરૂણી ગુણથી ઉલ્લસે;
તિણેં જાયા રે યુગલ એક સુત ને સુતા,
નામ દીધું રે કુબેરદત્ત ને કુબેરદત્તા ॥
ત્રૂટક—મુદ્રા અલંકૃત વસ્ત્ર વીંટી, યુગલ પેટીમાંહી ગ્રહીઉં;
એકરાતમાંહિ નદીપ્રવાહે, તેહ યમુનામાં વહીઉં ॥
શૌરીપુરે પરભાતે શેઠે, સંગ્રહ્યાં વહેંચી કરી;
એક પુત્ર [1]અપર પુત્રિકા ઇમ, વાધતા હર્ષે કરી ॥૫॥

બેહુ શેઠે રે ઉત્સવ કીધો અતિઘણો,
કર્મયોગે રે મિલીયો વિવાહ બેહુતણો;
[2]શારી પાસે રે રમતાં બેહુ મુદ્રા મળી,
નિજ બંધવ રે જાણીને થઈ આકુલી ॥
ત્રૂટક—આકુલી થઇ તવ બેહેન મનમાં, વિષયથી વિરમી સહી;

---

૧ અને ઇતરપિ. ૨ શારી સોગઠાબાજી.

સાધવી પાસે ગ્રહી સંયમ, [1]અવધિજ્ઞાની સા થઇ ॥
વ્યવસાય [2]કાજે કુબેરદત્તહ, અનુક્રમે મથુરા ગયો;
વલી કર્મયોગે વેશ્યાભોગે, વિલસતાં અંગજ થયો ॥૬॥
નિજ બંધવ રે પ્રતિબોધનને સાહુણી,
વેશ્યાઘરે રે આવીને સા પાહુણી;
ઘરે સાલા રે પાલણડા પાસે રહી,
હુલરાવે રે બાલકને મુખે એમ કહી ॥
ત્રૂટક—ઇમ કહે પુત્ર ભત્રીજ બંધવ, [3]દિયર કાકો પોતરો,
ઇમ નાતરાં ષટ તુઝ સાથે, રૂદન કરતાં ઉસરો ॥
પતિ પિતા બંધવ જેઠ સસરો, પીતરીઆ ઇણિપરે કહે;
કુબેરદત્તશું સાધવી ષટ, નાતરાં ઇણિપરે લહે ॥ ૭॥
ભોજાઇ રે સોકય માય સાસુ વહુ,
વડીમાતા રે ઇણિપરે ષટ [4]સગપણ લહુ;
તવ ભાષે રે સાધવીને વેશ્યા ઇશું,
[5]અસમંજસ રે કિમ ભાષે છે એ કિશ્યું ॥
ત્રૂટક—કિશું ભાખે લાજ રાખે, સાધવી વલતું કહે;
[6]મંજૂષમાંહિ ઠવિ મેહલ્યા, તેહ વીતક સવિ લહે ॥
ઇમ સુણી ગણિકા લીયે સંયમ, પાર પામી ભવતણો;
સાધવી ઇમ ઉપદેશ દેઇ, કર્યો ઉપકાર અતિઘણો ॥૮॥
સુણુ પ્રભવા રે ઇણિપરે સહુ સંસારમાં,
સંબંધ રે સહુ સાથે નરનારીના;
એકેકેરે સગપણ અઠદશ(૧૮) ઇમ થયા,
ઇમ ગણતાં રે ચિહું જણના બહુત્તરે(૭૨) થયા ॥
ત્રૂટક—સગ્પાં બહુત્તરે ઇમ પડત્તર, કહે જંબૂકુમાર એ;
સંસાર વિષયવિકાર ગિરૂઆ, દુઃખનો ભંડાર એ ॥
તેહ ભણી [7]સંયમ ગ્રહુ પ્રભવા, સુખ જેણિપરે ઉલ્લસે;
કવિરાજ શ્રીધીરવિમલ સેવક, નયવિમલકવિ ઉપદિશે ॥૯॥

॥ ઇતિ જંબૂસ્વામીઅધિકારે અઢારનાતરાં દૃષ્ટાંત દ્વિતીય સજ્ઝાય ॥૨॥

---

૧ અવધિનાંણી ઇત્યપિ. ૨ માટે ઇત્યપિ. ૩ દેવર ઇત્યપિ.
૪ નાતરા ઇત્યપિ. ૫ અસંબદ્ધ. ૬ મંજૂષા એટલે પેટી.
૭ તેહભણી પ્રભવા! ગ્રહું સંયમ ઇત્યપિ.

॥ દુહા ॥

ઇમ નિસુણી પ્રભવો કહે, સુણ જંબૂ ગુણવંત;
ઘર સૂનો પુત્રજ વિના, જિમ કામિની વિણ કંત ॥ ૧॥
પુત્ર વિના ગતિ નવિ હોઈ, એહ પુરાણે શાખ;
વિલસી પુત્ર થયા પછી, સંયમશું મન રાખ ॥ ૨॥
કહે જંબૂ જો પુત્રથી, ગતિ પામીજે સાર;
તો પશુ કુર્કુટ પંખીયાં, પામે શુભ અવતાર ॥ ૩॥
પુત્રથકી નવિ સંપજે, સુગતિ કુગતિનો ફેર;
એ સંસારિક લોકને, મોહતણો અંધેર ॥ ૪॥
જિમ મહેસરદત્તને, સુત નવિ આવ્યો કામ;
કહે પ્રભવો તે કુણ અછે, ભાખે જંબૂસ્વામ ॥ ૫॥

॥ ઢાળ ૧૦ મી ॥

( ઝાંઝરીયા મુનિવર તથા ગિરૂઆ ગુણ વીરજી—એ દેશી. )

એ સંસાર અસારમાંજી, થિર નહીં પુત્ર કલત્ર;
વિજયપુરનગરી વસેજી, શેઠ મહેસરદત્ત.
॥ ગુણવંતા પ્રભવા સુણ સંસારસ્વરૂપ ॥ ૬॥
કુણ કેહેને સુખદુઃખ દીયેજી, કુણ રાખે ઘરસૂત;
કુણ કેહેને કહો ઉદ્ધરેજી, ફલ દીયે નિજ કરતૂત ॥ગુણ૦॥ ૭॥
પરભવ જાતાં ઈમ કહેજી, શેઠ મહેસર તાત;
વરષે દિવસે મારજો, કરજો મહિષનો ઘાત ॥ગુણ૦॥ ૮॥
જનક મરી ભેંસો થયોજી, વનમાંહિ વિખ્યાત;
ઘરમાંહે થઇ કૂતરીજી, મહેસરદત્તની માત ॥ગુણ૦॥ ૯॥
પરણી તરૂણી તેહનીજી, કુલટાને આચાર;
ઘાત કર્યો જે જારનોજી, તે થયો સુત અવતાર ॥ગુણ૦॥૧૦॥
કર્મયોગે તે મહિષનેજી, હણીયો દિવસ [1]સરાધ;
[2]પલલ કુટુંબે આહર્યોજી, ખંડાખંડ વિરાધ ॥ગુણ૦॥૧૧॥
ઇણેસમેં આવ્યો ગોચરીજી, મુનિવર શ્રીધર્મઘોષ;
અસમંજસ દેખી વદેજી, અહો અહો મોહનો દોષ ॥ગુણ૦॥૧૨॥
માર્યો તે વાહલો થયોજી, પ્રેમથકી હુલરાય;

---

૧ મહેસરદત્તના પિતાના શ્રાદ્ધને દિવસે. ૨ માંસ.

[1]જનક કુટુંબે આહર્યોજી, [2]જનની મારી જાય ।ગુણ૦॥૧૩॥
મુનિવચને તે કૂતરીજી, જાતિસમરણવંત;
નિધાન દેખાડીને કર્યોજી, પરિજન સમકિતવંત ॥ગુણ૦॥૧૪॥
દેવલોકે ગઈ કૂતરીજી, છંડી મોહ મિથ્યાત;
પિતરપિંડ કુણ કેહનેજી, દિયે પ્રભવા સુણ વાત ॥ગુણ૦॥૧૫॥
[3]મૂઢપુરૂષ કોઇ તરૂ વપેજી, અપર દિશી સિંચાય;
જોયણ દુતિ ચઉ આંતરેજી, કિમ તે પુષ્પિત થાય ॥ગુણ૦॥૧૬॥
તેહને સહુ જિમ ઉપહસેજી, કિહાં જલ કિહાં તરૂમૂલ;
તિણીપરે કો કેહને દીયેજી, પૂર્વજ જલ અનુકૂલ ॥ગુણ૦॥૧૭॥
ઇમ જાણી સંયમ ગ્રહુંજી, કહે જંબૂ ધરી પ્રેમ;
શ્રીરવિમલ કવિરાજનોજી, શિષ્ય કહે નય એમ ॥ગુણ૦॥૧૮॥

॥ ઇતિ જંબૂસ્વામીઅધિકારે મહેસરદત્ત દૃષ્ટાંત તૃતીય સજ્ઝાય ॥

---

## ॥ દુહા ॥

ઇમ નિસુણી પ્રભવો કહે, સમજ્યાનું એ સાર;
જે કાંઇ આપણથકી, કીજે પરઉપકાર ॥ ૧॥
પ્રથમ પુણ્ય એ તાહરે, દીજે જીવિતદાન;
કૃપાવંત તે સંયમી, એહિજ પુણ્યનિદાન ॥ ૨॥
કહે જંબૂ પ્રભવા ! સુણો, ધર્મે જસ મન હોઇ;
તેહને બાંધિ નવિ શકે, અતુલીબલ જે કોઇ ॥ ૩॥
કહે પ્રભવો જો બંધથી, છૂટે મુઝ [4]પરિવાર;
તો તુમસાથે આદરૂં, સુધો સંયમભાર ॥ ૪॥
તવ બોલી પહેલી પ્રિયા, સમુદ્રસિરી સિરદાર;
પ્રભવા તમે સંયમ ગ્રહો, છો તસ્કરમાં સિરદાર ॥ ૫॥
દુઃખીયા સુખને ચાહતા, ઉદ્દરી લીયે કષ્ટ;

---

૧ જનક જે પિતાનો જીવ જે પાડો તેનું ભક્ષણ કરી ગયા.
૨ મહેસરદત્તની માતાનો જીવ.
૩ કોઇ મૂઢપુરૂષ પૂર્વદિશિ ઝાડ વાવે ને પશ્ચિમદિશિયે બે, ત્રણ, ચાર જોજનને આંતરે દૂર જઇને પોતે વાવેલા ઝાડતરફ પાણી સિંચે તો તે ઝાડ શું પુષ્પિત ( ખિલેલ ) થાય ? અપિતુ ન થાય તેમ શ્રાદ્ધનું પણ જાણવું. ૪ જે ચોરો થંભાયેલા છે તે.

પણ સુખીયા શાને ગ્રહે, સંયમ કષ્ટ અનિષ્ટ ॥ ૬॥
પ્રાંહિ પરઘર વાતના, ડાહ્યા દીસે લોક;
[1]અમને સમજાવ્યા વિના, વાત્ત સકલ એ ફોક ॥ ૭॥
જો પ્રભવા તુજ કહણથી, આદરશે વઇરાગ;
તો પડશે પશ્ચાત્તાપમાં, જિમ હાલી નિર્ભાગ ॥ ૮॥
તે કુણ હાલી દાખીએ, જેહનો દીયે દષ્ટાંત;
પ્રભવો સાંભળતાં કહે, જંબૂ પણ નિસુણંત ॥ ૯॥

## ॥ ઢાળ ૧૧ મી ॥

[2]( દેશી માખીની—સાથે ચલુંગી લારે ફિરૂંગી—એ દેશી )

સમુદ્રસિરિ પહેલી તિહાં, બોલે મધુરે રાગ પ્રીતમજી;
અમ સરિખી છાંડી કરી, સિદ્ધિવધૂશું રાગ પ્રીતમજી ॥૧૦॥
યોવનવય સુખ ભોગવો, વડપણે સંયમયોગ પ્રીતમજી;
[3]કર આવ્યાં ફલ હારવે, [4]અધમ કહે તસ લોક પ્રીતમજી ॥યો૦॥૧૧॥
બગપામર મરૂમંડલે, કરતો કરસણ કર્મ પ્રીતમજી;
કોદ્રવ કાંગ સદા વપે, જાણે તેહનો મર્મ પ્રીતમજી ॥યો૦॥૧૨॥
એકદિન બેટીસાસરે, પોહતો પામર તેહ પ્રીતમજી;
ગુલમંડગ જિમાડીઓ, સંતોષ્યો સસનેહ પ્રીતમજી ॥યો૦॥૧૩॥
તે કહે એ કિહાં નીપજે, વસ્તુ એ સખરસવાદ પ્રીતમજી;
શેલડીખંડ ગોહુ બીજ દીયે, વાવણવિધિ કહે આલ્હાદ પ્રીતમજી ॥યો૦॥૧૪॥
તે પામર ઘરે આવીયો, વાવે સેલડીખંડ પ્રીતમજી;
કરસણ જે કુલ્યું ફલ્યું, [5]ઉચ્છેડી પરચંડ પ્રીતમજી ॥યો૦॥૧૫॥
સ્ત્રી વાર્યો પણ નવિ રહ્યો, આપમતિ થયો તેહ પ્રીતમજી;
કૂપ ઠામે શિલા ઉમટી, કરસણ પણ દીઉં છેહ પ્રીતમજી ॥યો૦॥૧૬॥
મૂઢપણામાં હારીયો, મીઠાં ભોજન ચાહી પ્રીતમજી;
કોદ્રવ કાંગ કરસણ ગયો, ખેદ ધરે મનમાંહી પ્રીતમજી ॥યો૦॥૧૭॥
તિણિપરે પશ્ચાત્તાપમાં, પડશો [6]વાલમ આજ પ્રીતમજી;
ભોગ લહીને ભોગવો, વડપણ સંયમ કાજ પ્રીતમજી ॥યો૦॥૧૮॥

---

૧ પણ અમને ઇત્યપિ. ૨ હમીરીયાની દેશી ઇત્યપિ.
૩ હાથે આવેલ ફળ. ૪ મૂઢ ઇત્યપિ. ૫ ઉપાડી ઇતિપિ
૬ વલ્લભ ઇત્યપિ.

સોવન કામિની અમ સમી, નવિ મલશે ફરીવાર પ્રીતમજી;
ધીરવિમલકવિરાજનો, નય કહે એમ વિચાર પ્રીતમજી ॥યો૦॥૧૯॥

॥ ઇતિ બગપામર દૃષ્ટાંત ચતુર્થ સજ્ઝાય ॥

---

॥ દુહા ॥

[1]પ્રત્યુત્તર જંબૂ કહે, સુણ સુંદરી સુવિનીત;
તે તો હાલી દુઃખ લહ્યો, એહ સુખનો પરતીત ॥ ૧ ॥
જે એહ સુખના લાલચી, તેતો દુખીયા હોય;
એહ કથા સાચી કહી, નિર્લોભે સુખ હોય ॥ ૨ ॥
જ્ઞાન સમાન કો ધન નહી, સમતા સમ નહિં સુખ;
જીવિત સમ આશા નહી, લોભસમો નહિં દુઃખ ॥ ૩ ॥
આશા સમ બંધન નહી, સ્ત્રી સમ કોઇ ન જાલ;
વિષય સમો કો રિપુ નહી, મિથ્યા સમ નહી આલ ॥ ૪ ॥
[2]વાયસ પરે લોભી હુઇં, તે પામે અનરથ;
હુઃ સુખીયો સોભાગીયો, સવિ કાજે સમરથ ॥ ૫ ॥
કહો તે વાયસ કુંણ હતો, પૂછે નારી વાત;
પ્રભવો પણ તિહાં સાંભલે, કહે જંબૂ અવદાત ॥ ૬ ॥

॥ ઢાળ ૧૨ મી ॥

બોલીડા હંસારે વિષય ન રાચીએ—એ દેશી.

વલતું જંબૂ ઉત્તર ઇમ ભણે, સુણજો એહ જવાબ;
વાયસ સરીખો હું લોભી નથી, જિમ લહું પશ્ચાત્તાપ ॥૭॥
વિષય ન રાચોરે પ્રાણી આપણા, [3]વિષ સમ વિષયવિકાર;
વિષ ખાધાથી મરીએ એક ભવે, વિષય અનંતીવાર ॥વિ૦॥૮॥
ભરૂઅચ્છ નયરે તીર નદીતણે, મૃતગજકલેવર એક;
પડીયું દેખીરે [4]આમિષ લાલચી, પંખી મિલીયા અનેક ॥વિ૦॥૯॥
ઉડ બેસેરે ગમનાગમન કરે, પંખી વિવિધ પ્રકાર;
વાયસ મિલીયારે કોલાહલ કરે, [5]દ્વિજ જિમ સત્રાકાર ॥વિ૦॥૧૦॥
તિહાં એક વાયસ આમિષ લાલચી, પેઠો [6]અવમદુવાર;

---

૧ પડઉત્તર ઇત્યપિ. ૨ કાગડો. ૩ ઝેર. ૪ માંસ.
૫ બ્રાહ્મણો જેમ દાનશાળામાં કોલાહલ કરે તેમ. ૬ ગુદાદ્વારથી પેઠો.

મનમાં ¹માચેરે હું સુખીયો અછું, ²પલલતણો આહાર ॥વિ૦॥૧૧॥
ગ્રીષ્મકાળે રે દ્વાર મિલી ગયો, માંહી રહ્યો તે કાંક;
વર્ષાકાળે રે ³ગજ નદી તાણીઓ, નિકસ્યો તેહ વરાક ॥વિ૦॥૧૨॥
ચિહુદિશ પાણીરે પૂર વિલોકીઉં, તે પોહતો પરલોક;
ઇમ જે લોભી હોઈ પ્રાણીઓ, તે પામે બહુ શોક ॥વિ૦॥૧૩॥
મૃતગજકલેવર સમ નારી તુમે, દુઃખદાયક જગમાંહિ;
વિષયી પ્રાણી રે વાયસ જાણીયે, બૂડે ભવજલ માંહી ॥વિ૦॥૧૪॥
ઇમ જાણીને સંયમ આદરૂં, છંડી તુમશું રાગ;
ધીરવિમલકવિશિષ્ય કહે ઇસ્યું, ધન જંબૂ મહાભાગ ॥વિ૦॥૧૫॥

॥ ઇતિ વાયસદૃષ્ટાંત સઝાય ॥ પ્રથમ સ્ત્રી કથા ૧ ॥

---

## ॥ દુહા ॥

હવે બીજી પ્રમદા ભણે, પદ્મસિરિ અભિધાન;
મૃતગજકલેવર સમ કહી, અમને સુગુણનિધાન ॥ ૧ ॥
કઠિન વચન અમને કહો, તે અમે ચઢાઉં શીશ;
સાધુપણું કિમ પાળશ્યો, જો ઇમ ચઢશે રીસ ॥ ૨ ॥
અમ જીવિત તનુ તુમ કરી, યોવન લહેરે જાય;
સંયમ અવસર શો અછે, તે અમને સમઝાય ॥ ૩ ॥
છો બહુસુખના લાલચી, સુખતો પુણ્યપ્રમાણ;
જે પામ્યા તે ભોગવો, કરજો પછી મંડાણ ॥ ૪ ॥
અતિલોભી જિમ વાનરો, પામ્યો બહુ દુઃખ ઠામ;
કહણ ન કીધું સ્ત્રીતણું, પામ્યો બહુ અપમાન ॥ ૫ ॥
કહે પ્રભવો તવ સ્ત્રી પ્રતિં, કહો કથા તે આજ;
જિમ પિઉ થિર થઈ ઘરે રહે, સીઝે વંછિત કાજ ॥ ૬ ॥

## ॥ ઢાલ ૧૩ મી ॥

કપૂર હોવે અતિ ઉજલોરે—એ દેશી.

પદ્મસિરી વલતું કહેરે, બીજી બાંગડ બોલ;
તન ધન યોવન પામીનેરે, કીજે છાકમચોલરે ॥૭॥

---

૧ ચિંતરે ઇત્યપિ. ૨ માંસ. ૩ હાથિનું કલેવર.

પ્રીતમ માનો અમારી વાચ, તુમે વડપણ સંયમ રાચરે ॥પ્રીતમ૦॥
કાંઈ મણિ છોડી ગ્રહો કાચરે,પ્રીતમ માનો અમારી વાચ ॥એ આંકણી॥
એકણું વનમાંહિ વસેરે, [1]કપિયુગ અતિ સસનેહ;
સુખીયા બહુ ફલ ખાવતારે, માનવ પરે ગુણગેહરે ॥પ્રી૦॥૮॥
દેવાધિષ્ઠિત જલ ભર્યોરે, દ્રહ એક છે તેહમાંહિ;
ફાળ દેઈ તે વાનરોરે, પડીયો તેહમાં ઉચ્છાંહિરે ॥પ્રી૦॥૯॥
તે જલના પરભાવથીરે, કપિ થયો માનવરૂપ:
વાનરી પણ તેહમાં પડીરે, થઇ નારી રતિરૂપરે ॥પ્રી૦॥૧૦॥
હર્ષથકી કહે વાનરોરે, ફરી [2]તલભે હુંઇ દેવ;
તું [3]થાયે દેવાંગનારે, સુખ વિલસે નિતમેવરે ॥પ્રી૦॥૧૧॥
લોભ ઘણો નવિ કીજીએરે, ભાસે નારી એમ;
[4]વાર્યો તોપણ ફરી પડયોરે, કપિરૂપે થયો તેમરે ॥પ્રી૦॥૧૨॥
ઇણેસમે પુરનો રાજીઓરે, આવ્યો રમવા કાજ;
દીઠી નારી રૂયડીરે, વડી કીધી રાણી રાજેરે ॥પ્રી૦॥૧૩॥
નટપુરૂષે તે વાનરોરે, શીખવીઓ નટ સાર;
નૃપ ઘરે રમતો આવીઓરે, દીઠી તેણું નિજ નારીરે ॥પ્રી૦॥૧૪॥
ઝૂરે નયણે દુઃખથકીરે, તે વારે કપિનારી;
મુઝ વાર્યું તે નવિ કર્યું રે, શું હોય હવે દુઃખધારીરે ॥પ્રી૦॥૧૫॥
મૂકાવ્યો તે વાનરો રે, નટપાસેથી તેહ;
સાંકલ બાંધી રાખીઓરે, પ્રેમ ભણી નિજ ગેહરે ॥પ્રી૦॥૧૬॥
તિંણિપરે પિઉ તમે ઝૂરશ્યોરે, સમરી પૂરવ સુખ;
અમ સરીખી છંડી કરીરે, સહસો સંયમ દુઃખરે ॥પ્રી૦॥૧૭॥
ઇણિપરે વાત કહી સહુ રે, ન ચળ્યો જંબૂકુમાર;
ધીરવિમલકવિરાજનોરે, નય કહે ઇમ અધિકારરે ॥પ્રી૦॥૧૮॥

॥ ઇતિ નરરૂપપરાવર્ત્તદૃષ્ટાંત સઝાય ॥

---

## ॥ દુહા ॥

મરકલડો કરિને કહે, જંબૂ ઉત્તર એમ;
તે તો વનિતા ! વાનરો, દુઃખીયો પરવશ પ્રેમ ॥ ૧ ॥

---

૧ વાંદરાનું જોડલું. ૨ દ્રહમાં ફાળ મારવાથી. ૩ થાઇશ ઇત્યપિ.
૪ વાનરો તોપણ ઇત્યપિ.

જે આશે સુખ ચાહશે, ધરશે પરશ્યું રાગ;
તે સુખીયા પણ દુઃખીયા, જસ મને નહિં વઈરાગ ॥ ૨ ॥
આશાપાશે બાંધીઓ, એ સઘળો સંસાર;
જે વરતે ઉદાસીનમાં, તે જીવિત જિન અવતાર ॥ ૩ ॥
સુણો ઇણિ જીવે ભોગવ્યા, દેવતણા બહુ ભોગ;
તોહિં તૃપતો નવિ થયો, અહો અહો મૂરખલોક ॥ ૪ ॥
[1]અમર વિષયસુખ આગલે, માનવ સુખ કુંણ માંન;
જિમ સમુદ્રજલ પૂરસ્યું, ઓસ બિંદુ ઉપમાન ॥ ૫ ॥
જિમ મનમાં તરસ્યો થયો, ગ્રીષમ સમે ગમાર;
જલ ભાજન સવિ નીઠવ્યાં, પણ ન લહી તૃપતિ લગાર ॥ ૬ ॥
કહો સ્વામી ! તે કુંણ હતો, જેહનો દિઓ ઉપમાન;
તવ તરૂણી પ્રતિબૂઝવા, દાખે સુગુણનિધાન ॥ ૭ ॥

## ॥ ઢાળ ૧૪ મી ॥

### સુણો મેરી સજની રજની ન જાવેરે—એ દેશી.

જંબૂ પભણે મનને ઉલ્લાસેરે, પદ્મસિરીશું ઉત્તર ભાસેરે;
તુમ તનુ ભોગે તૃપતિ ન પામેરે, જેમ કવાડી દુખનો ઠામરે ॥૮॥
પામર એક સિહાલા કાજરે, ચાલ્યો વનમાં લેઇ જલ સાજરે;
અગનિ ઉપાઇ કાષ્ટ સંધુકેરે, તાપપ્રભાવે તરસેં સૂકેરે ॥૯॥
જલભાજન સવિ તિણિ નિઠવિયારે, તોય પિપાસા ન ગઇ સુહિયારે;
તરૂઅર છાયાયે નિંદ્રા કીધીરે, સુપને સાયર સર નદી પીધીરે॥૧૦॥
તૃપતિ ન પામી તરસ ન વામી રે, એક પ્રદેશે કાદમ પામીરે;
તૃણયુત [2]કાદમ જલ મુખે દેવેરે, તોહિ કબાડી તુષ્ટ ન હોવેરે ॥૧૧॥
તૃપતિ ન પામી સાગર નીરેરે, તો કિમ કાદમથી સુખ ધીરેરે;
સાયરજલ સમ સુખના ભોગરે, તિણે તૃપતો નવિ પ્રાણી લોગરે॥૧૨॥
કાદમજલસમ તુમ તનુ ભોગરે, બહુદુઃખદાયક અંતે વિયોગરે;
પંકસમો વડી તુમ તનુ છંડીરે, સંયમસ્ત્રીશું પ્રીત મેં મંડીરે॥૧૩॥
ઇણિપરે બીજો ઉપનય દીધોરે, ધીરવિમલકવિશિષ્યેં કીધોરે;
સુણ મેરી સુંદરી વયણ વિચારીરે,તુમથી અધિકી સંયમનારીરે॥૧૪॥

॥ ઇતિ શ્રીકબાડીદૃષ્ટાન્તસઝાય ઇતિ દ્વિતીયસ્ત્રીકથા ॥

---

૧ અમર એટલે દેવ. ૨ કાદવ.

## ॥ દુહા ॥

તવ ત્રીજી ત્રટકી કહે, પદ્મસેના તિહાં બોલ;
એ પ્રીતમનો પ્રીછીઓ, ડાહાપણ વચન નિટોલ ॥ ૧ ॥
વાયસ હાલીની કથા, કરતાં નાવે લાજ;
પ્રાંહિં ઉત્તમ નીચના, ન કહે મધ્યમ કાજ ॥ ૨ ॥
જાણ્યાંછાં એ સમઝના, વયણથકી વયરાગ;
દિન દિન વધતો થાઇશ્યે, ગાશે સંયમ ફાગ ॥ ૩ ॥
કાચી પાંખે પંખીયાં, ઉડયાં ન લહે સુખ;
તિમ જે કાચા ધર્મના, તે પામે બહુ દુઃખ ॥ ૪ ॥
ધર્મ ધર્મ કહેતાં થકાં, નવિ જાણે પણ મર્મ;
દૈવે દૂષ્યાની પરે, માને સઘલો ભર્મ ॥ ૫ ॥
વિણ સમજ્યા ચૂકે નરા, બેહુ ભવકેરાં કાજ;
જિમ રાણી ત્રિહું નર થકી, ચૂકી છંડી રાજ. ॥ ૬ ॥
તવ પ્રભવો કહે તે કહો, કુણ રાણી દૃષ્ટાંત;
[1]વેધક વચન કરી કહો, જિમ તુમ માને કંત ॥ ૭ ॥

## ॥ ઢાલ ૧૫ મી ॥

### શારદ બુદ્ધદાયી—એ દેશી.

રાજગૃહી નયરે, નિવસે એક સોનાર;
જર્જર તસ અભિધા, તેહને સુત એક સાર ॥
તરૂણો તે એક પરણ્યો તરૂણી અતિ સસનેહ,
કુલટા પરનરસું વિલસે તે નિજગેહ;

ત્રૂટક—નિજ ગેહે તે સસરો જાણે, પણ સુત વાત ન માને;
એક દિન સસરે પરશું રમતાં, [2]નેઉર લીધાં છાને ॥
તરૂણી જાગી કંત જણાવ્યો, જુઓ સસરો થયો કામી;
લાજ ઠામે કિમ આવે નહિંતર,ઇમ કીમ ચાલે ઘર સામી ॥૮॥
તવ કુલટા ભાસે સસરે દીયું કલંક,
તો ધીજ કરીને દૂર કરૂં નિજ વંક;
સચોવાઇ દેવી આગલે લોકસમક્ષ,

---

૧ વીવધ ઇત્યપિ ત્યાં વીવધ એટલે ભારેવચન તથા વિવિધ ઇત્યપિ.
૨ નેપૂર ઝાંઝર.

કરજોડી ભાખે તુઝ પરતો પરતક્ષ ॥
ત્રૂટક—પરતક્ષે જો દેવી દૂષણ, મુજને લાગ્યું અંગે;
તો તું મુજને ફલ શુભાશુભ, દેજે દેવી રંગે ॥
પૂર્વ સંકેતી જાર પુરૂષ તે, [1]ગ્રાથલ થઇને ફરશે;
પરણ્યો પહેલો બીજો ગહેલો, ઇમ કહેતી તે નિકસે ॥૯॥

લાજ્યો તવ સસરો લોકમાંહિ થયો ખોટો,
તસ નિંદ ન આવે અચરિજ દેખી મોટો;
[2]ગતનિંદ્ર સોનારો જાણી નૃપ તેડાવે,
ચોકીને કાજે સર્વ ભંડાર ભલાવે ॥
ત્રૂટક—સર્વ ભંડાર ભલાવે નરપતિ, ગોખમાંહિ રહે બેઠો;
કર્મસંયોગે નરપતિ ગેહે, સબલ [3]અસંયમ દીઠો ॥
માવત હાથી શું ડ નરપતિ, રાંણી લેઇ વિલસે;
ઇણિપરે ઠામોઠામે મૂકે, ઇમ દેખી તે નિકસે ॥૧૦॥

જો નૃપઘરે એહવી વાત અઘટતી દેખું,
તો મુજઘરે અસતીદોષ કીસ્યો હું લેખું;
ઇમ મન થિર કીધો નિંદ્ર લહે સોનાર,
પરભાતે નરપતિ દેખે નિંદ્ર અપાર ॥
ત્રૂટક—નિંદ્ર અપાર લહી બોલાવ્યો, કહે સામી મત પૂછો;
નિજ ઘરે નૃપઘર વાત જણાવી, કહે ભાગો મુજ [4]સંસો ॥
માવત રાણી દૂરે કીધાં, દેશથકી તિણે રાય;
હાથી રાખ્યો લોકને વયણે, દેખી કલા ત્રિહુંપાય ॥૧૧॥

માવત ને રાંણી ચાલ્યા પંથ પલોય,
પુર બાહિર દેવલમાંહિ સૂતા દોય;
તિહાં આવ્યા તસ્કર પુરથી પરધન લેઇ,
તેહ પાસે રાંણી [5]આવ્યાં અવસર જોઇ ॥
ત્રૂટક—અવસર જોઈ તસ્કરપતિને, સાથે [6]ચાલ્યાં રાણી;
પુર આરક્ષક સુભટે હણીયો માવત તસ્કર જાણી ॥
શૂલી દીધો માવતને તિહાં, તરસે પ્રાણ ન જાવે;
જિનદત્તશ્રાવક નીર પાઇને, નમસ્કાર સંભલાવે ॥૧૨॥

---

૧ ગાંડો થઇને. ૨ ગઇ છે નિદ્રા જેની એવો સોનાર.
૩ અનાચાર. ૪ સંદેહ ઇત્યપિ ૫ આવી ઈત્યપિ. ૬ ચાલી ઇત્યપિ.

તસ પુણ્યપ્રભાવે માવત હુવો દેવ,
હવે રાણી [1]તસ્કર પતિ કીધો તતખેવ;
અટવીમાં જાતાં તટિની પાસે આવે,
રાણીનાં [2]ગ્રહણાં લેઇ પરતટે જાવે ॥
ત્રૂટક—પરતટે જઈ વસ્ત્રાદિક લેઇ, મનમાં એમ વિચારે;
પતિઘાતક અસતી એ માહરે, ઘરે આવી શું ઠારે ॥
તિણુંસમે અવધિપ્રયુંજી માવત, સુરવર જોવે હરખે;
એકણિં વસ્ત્રે તટની પાસે, બેઠી રાણી નિરખે ॥૧૩॥
પ્રતિબોધન કાજે સુર થયો [3]જંબુકરૂપ,
મુખમાંહિ [4]આમિષ પિંડ થયો વિદ્રૂપ;
આકાશે ઉડતી એક શિંચાણી કીધ,
તે તાકે આમિષ જંબુક મુખથી સિદ્ધ ॥
ત્રૂટક—સીધો જંબુક આમિષ મૂકી, મત્સ્ય ગ્રહે જળ તાંણી;
મીન ગયો જળમાંહી પેંશી, આમિષ લીયે શિંચાણી ॥
ભ્રષ્ટ થયો રે જંબુક! [5]બેહુંથી, રાણી હર્ષે ઝુંબુકી;
નરભાષાયે જંબુક બોલ્યો, રાણી! તું ત્રિહુંથી ચૂકી ॥૧૪॥
રાજા ને માવત તસ્કર એ ત્રણ લેખે,
પરઅવગુણ ભાસે નિજ અવગુણ નવિ દેખે;
ઇમ સુરની સાનિધે રાણી નિંદે આપ,
લીયે સંયમ ભાવે ત્રિવિધે ખમાવે પાપ ॥
ત્રૂટક—પાપ ખમાવી સુરગતિ પોહોતી, રાણી થઇ ગુણખાણી;
તિણિપરે સ્વામી! ત્રિહુંથી ચૂકો, ઈમ કહે પદ્મારાણી ॥
ઈહ સુખ વિલસી વડપણ સંયમ, લેઇને સુખ લહીયે;
ધીરવિમલકવિરાજ પસાયે, નયવિમલે ઈમ કહીયે ॥૧૫॥

॥ ઇતિ નેઉરપંડિતાદૃષ્ટાંતસઝાય ॥

---

॥ દુહા ॥

તવ જંબૂ જુગતિં કહે, વયણ કહ્યા એ સાચ;
તે ચૂકી ત્રિહુંથી સહી, નાચી રતિપતિનાચ ॥ ૧ ॥

---

૧ ચોર. ૨ અલંકાર. ૩ શિયાલ. ૪ માંસ.
૫ માંસપિંડથી અને માછલાથી.

જેહ તુમ ભોગેં લાલચી, તે ચૂકે નિરધાર;
દર્શન જ્ઞાન ચારિત્રથી, ત્રિહુથી ન ચૂકું નાર ॥ ૨ ॥
મેં માહરો નિશ્ચય કર્યો, નહિ મુજ વિષયશ્યું કાજ;
ધીવરકેરા જાળમાં, ન પડે હંસ [1]દ્વિજરાજ ॥ ૩ ॥
તિમ તુમ વચનને લાલચે, લલચાઉં ન લગાર;
મનશુદ્ધિં તુઠા અછે, મુજ સોહમગણધાર ॥ ૪ ॥
જિમ વિદ્યુન્માલી [2]ખગે, હારી વિદ્યા સર્વ;
[3]માતંગીસંગમથકી, ન રહ્યો તેહનો ગર્વ ॥ ૫ ॥
તે ખગ કુણ દાખો પ્રભુ, જેહ વસ્યો તુમ ચિત્ત;
તવ જંબૂ તેહને કહે, ખગસંબંધ પવિત્ત ॥ ૬ ॥

॥ ઢાળ ૧૬ મી ॥

( એ છંડી કિહાં રાખી—એ દેશી. )

જંબૂ વલતો ઉત્તર પભણે, હું દુઃખમિશ્રિત સુખ મુકું;
વિદ્યાધરપરે જો હું લંપટ, તો હું બેહુથી ચૂકું રે ॥ ૭ ॥
સુંદરી ! સુણીએ વાત સુજાણ, તુમે મકરો તાણાતાણિરે ॥ સુંદરી૦ ॥
ઈહભરતે કુશવર્ધનગામેં, [4]વિપ્રતણા દોય પુત્ત;
વિદ્યુનમાલી મેઘરથાભિધ, નિર્ધન અટવી પુહત્ત રે ॥ સું૦ ॥ ૮ ॥
તિહાં વિદ્યાધર મિલીઓ તેહને, પૂછે ધનના [5]કામી;
માતંગીવિદ્યા તેણું આપી, તે સાધે શિરનામી રે ॥ સું૦ ॥ ૯ ॥
વિધિ કહ્યો વિદ્યાધરે સઘળો, માતંગીને પરણો;
અટવીમાં મંદિર [6]નીપાવી, કરો વિદ્યાધરસરણો રે ॥ સું૦ ॥ ૧૦ ॥
હાવભાવ દેખાડશે બહુલા, માતંગી તુમ ચલશે;
પણ તેહને ભોગે મમ પડજ્યો, તો તુમ વિદ્યા ફલશે રે ॥ સું૦ ॥ ૧૧ ॥
જિમ કહ્યું તિમ કીધું સઘળું, જતનશ્યું વિદ્યા સાધે;
માતંગીસંગમથી ચૂકયો, વિદ્યુન્માલી બાધે રે ॥ સું૦ ॥ ૧૨ ॥
લઘુ બંધવ ગુરૂવયણનો રાગી, માતંગી વિણ નેહે;
શીલદૃઢો મેઘરથ નવિ ચૂકયો, તે થયો વિદ્યાગેહ રે ॥ સું૦ ॥ ૧૩ ॥
ષટમાસે તે બહુ ધન પામ્યો, પરણ્યો તરૂણી ઝાઝી;

---

૧ દ્વિજરાજ એટલે પક્ષિરાજ. ૨ ખગ એટલે વિદ્યાધર.
૩ ચંડાલણી. ૪ બ્રાહ્મણના બે પુત્ર. ૫ ઇચ્છાવાળા.
૬ તૈયાર કરી.

મેઘરથ મંદિરમાં સુખ વિલસે, થયો વિદ્યાધર માઝી રે ॥સું૦॥૧૪॥
વિદ્યુનમાલી બહુ દુઃખ પામ્યો, દાસપણું કરી જીવે;
નિજ તાતે તે દુરે કીધો, પરભવ દુઃખ અતીવ રે ॥સું૦॥૧૫॥
ચંડાલીસંગતિ સમ તુમ સુખ, છંડું બહુસુખ કાજે;
ધીરવિમલકવિ શિષ્ય કહે નય, ધન જંબૂયુવરાજ રે ॥સું૦॥૧૬॥

॥ ઇતિ વિદ્યુનમાલી મેઘરથદ્દષ્ટાંતસઝાય ॥ તૃતીયસ્ત્રીકથા ॥

---

## ॥ દુહા ॥

કનકસિરી ચોથી હવે, બોલે વચન ઉદાર;
એહ વચન કહેવાતણો, નહિ પ્રીતમ ! આચાર ॥ ૧ ॥
માતંગી સમવડિ કહો, અમને સુગુણનિધાન;
તો કિમ પરણ્યા જાણતાં, કિમ દીજે અપમાન ॥ ૨ ॥
પાણી પી ઘર પુછતાં, હાંસી જનમાં હોય;
એ ઉખાણો લોકનો, પરતક્ષ કીધો સોય ॥ ૩ ॥
ઉત્તમ તેહજ જાણીયે, ઘટતું ભાખે જેહ;
લોભવશેં જિમ તિમ બકે, મધ્યમ કહીયે તેહ ॥ ૪ ॥
જિમ કૌટુંબિક લોભથી, બંધાણો ધન ખોય;
તિમ અમ છંડી લોભથી, [1]લોભે લાભ જો હોય ॥ ૫ ॥
કુંણ કણબી તેહની કથા, કહીયેં તેહ વિશેષ;
પ્રભવા પૂછંતાં કહે, સુંદરી વયણ વિશેષ ॥૬॥

## ॥ ઢાળ ૧૭ મી ॥

### દેશી રસીયાની.

કનકસેના તવ ભાસે ઇણિપરે, સુણ પ્રીતમ ! ગુણખાણ; સુગુણનર.
અતિલોભથી સુખ નવિ પામીયે,જિમ [2]ઘણામેહે કણહાણ॥સુ૦॥૭॥
વાત વિચારી પ્રીતમ ! આદરો, જિમ હોય કોડિ કલ્યાણ
॥સુગુણ૦॥આંકણી.॥
એક કુટુંબિક સુરપુરે વસે, તિણે બહુ કરસણ કીધ ॥સુ૦॥

---

૧ લોભે લાભ જો હોય કલ્પિ. ૨ ઘણો વરસાદ થાય તો ધાન્યનો બગાડ થાય.

શાતે પંખી ઉડાવણ કલકરે, શંખ શબ્દ કરે લીત્ર ॥સુ૦॥વા૦॥૮॥
એકદિન પશુધન લેઇ તસ્કરા, આવ્યા ક્ષેત્રને પાસ ॥સુ૦॥
શંખ શબ્દ નિસુણી ભય પામીયા, પશુ મૂકી ગયા નાસ ॥સુ૦॥
॥વા૦॥૯॥
[1]પ્રહસમે પશુ ઘરે લેઈ આવીયો, વેચી થયો ધનવંત ॥સુ૦॥
બાર બેચાર કરી ઈમ ધન લહ્યું, શંખશબ્દ વિરતંત ॥સુ૦॥
॥વા૦॥૧૦॥
એકદિન પલ્લીવાસી તસ્કરા, આવી વીંટે રે ક્ષેત્ર ॥સુ૦॥
[2]કરસણનામે ધનપતિ લુંટીઓ, બાંધી કીધારે નેત્ર ॥સુ૦॥વા૦॥૧૧॥
પ્રહસમે લોકે કલંબી પૂછીયો, લોભતણાં ફલ એહ ॥સુ૦॥
તિણિપરે સ્વામી! તુમે અતિલોભથી, દુઃખ લેશો ગુણગેહ ॥સુ૦॥
॥વા૦॥૧૨॥
હવણાં યોવનનાં સુખ ભોગવો, વડપણ સંયમ કામ ॥સુ૦॥
કવિ નયવિમલ કહે પ્રીતમ પ્રતિં, ચોથીસ્ત્રી અભિરામ ॥સુ૦॥
॥વા૦॥૧૩॥

॥ ઇતિ શંખધમન કૌટુંબિક સઝાય ॥

---

## ॥ દુહા. ॥

જમ્બૂ પભણે નારીને, લોભી ખોવે લાજ;
તે સાચું બોલ્યું તુમે, પણ અમ લોભ ન કાજ ॥ ૧ ॥
પરધન કપટે સંગ્રહે, જે ચાહે મન સુખ,
તેતો દુઃખીઓ દુરગતિ, પામે નારક દુઃખ ॥ ૨ ॥
જે તુમ તનુ સુખ ચાહશો, તે દુઃખીયા જગમાંહિ;
મૂરખ કુંણ સુખ વાંછવા, સેવે કૌચિછાંહિ ॥ ૩ ॥
કામભોગના લાલચી, તૃપતાં જીવ ન થાય;
સુરવરના સુખ આગળે, એ નર કુંણ સુખમાંહિ ॥ ૪ ॥
જે વાનરપરે પશુ હોઈ, તે ભોગે લપટાય;
તે દુઃખ પામે અતિઘણો, યશ શોભાથી જાય ॥ ૫ ॥
સ્વામી! તે કુંણ વાનરો, દાખો તસ દૃષ્ટાંત;
જાણો છો જિમ તિમ કરી, જાતા દીશો કંત ॥ ૬ ॥

---

૧ પ્રભાતે. ૨ કરસણ નામી ધન પણ લુંટીયું ઇત્યપિ.

## ॥ ઢાળ ૧૮ મી ॥

( શ્રેણિક રયવાડી ચડયો પેખીયો મુનિ એકંત—એ દેશી. )

જંબૂ પડુત્તર તવ ભણે, સુણ તરૂણી માહરી વાણ;
તુમ ભોગનો નહીં અરથીઓ, લેઉં સંયમ રે ઉગતે ભાંણ ॥૭॥
સસનેહી નારી ! માનો અમારી વાત, નારીનીરે ધૂતારી જાત;
જાણે જહેરી વીંટીની વાત ॥ સસનેહી૦ ॥ એ આંકણી ॥
જિમ વાનરો ખૂંચી રહ્યો, જલભ્રાંતિ કાદમમાંહિ;
તિણિપરે ન થાઉં હું પ્રિયે,હવે વલગોરે જિનધર્મની બાંહિ॥સ૦॥૮॥
એક છે વન સોહામણું, જેહમાંહિ વૃક્ષ અનેક;
કપિયુગલ તેહ માંહિ વસે, સુખવાસીરે પણ પશુ અવિવેક ॥સ૦॥૯॥
એકદા બહુ તિહાં આવીયા, વાનરા ઝૂઝણ કાજ;
ગિરિકંદરે નાશીગયો, તે વાનરરે ફરે જલકાજ ॥સ૦॥૧૦॥
એકઠામે દીઠો એકઠો, ચીકણો શીતલ રાલ;
જલભ્રાંતે માંહી પેશીઓ, લીંપાણોરે કપિ તે તતકાલ ॥સ૦॥૧૧॥
જિમજિમ શરીરે ચોપડે, તિમ શીતલ હોય અંગ;
તરસા ન ભાગી તેહની, રવિકિરણેરે થયો તેહ અભંગ ॥સ૦॥૧૨॥
વેદના પામી તિણે ઘણું, જિમજિમ લાગ્યો તનુતાપ;
તિણિપરે તુમ સુખભોગશ્યું,નવિલીપાવુંરે આપણોઆપ॥સ૦॥૧૩॥
પરભાતે સંયમ આદરૂં, જાણ્યો અથિર સંસાર;
નયવિમલકવિ ઉપદિશે, ધનધનરે જંબુકુમાર ॥સ૦॥૧૪॥

॥ ઇતિ કપિદ્રષ્ટાંત સઝાય ॥ ચતુર્થસ્ત્રી કથા ॥

---

## ॥ દુહા ॥

નભસેના હવે પાંચમી, બોલે મીઠા બોલ;
પ્રીતમને કહેવો નહિ, કર્કશ વયણ નિટોલ ॥૧॥
જિમ તિમ અમ મન રીઝવી, લેજ્યો સંયમભાર;
તે દાખો જે નારીને, પતિ વિણ કવણ આધાર ॥૨॥
ધર્મધુરા પણ ધારવા, જિમ કોઇ ધોરી હોય;
તિમ ગૃહવાસ તણી ધુરા, ધરતાં દોહિલી હોય ॥૩॥
ઘોરાશ્રમ ગૃહવાસને, બિરૂદ કહે સિદ્ધાંત;

દાન ધર્મ પોસહ કરી, તે નિરવહીયેં કંત ॥૪॥
દુવિધ ધર્મ જિનવર કહે, મુનિવર શ્રાવક ધર્મ;
દેશવિરતિ આરાધતાં, બાંધે જિનનામ કર્મ ॥૫॥
તે માટે નવિ કીજીએ, અધિકો લોભ લગાર;
લોભ થકી દુખણી થઈ, સિદ્ધિ બુદ્ધિ દોઈ નાર ॥૬॥
તે નારી કહો કુંણ થઈ, લોભ થકી દુખ ઠામ;
પ્રભવાદિક સુણતાં કહે, પંચમસ્ત્રી અભિરામ ॥૭॥

## ॥ ઢાળ ૧૯ મી ॥

### રાગ—રામગિરિ.

નભસેના પાંચમી [1]કહે સુણો કંતાજી, ભોગવો ભોગ વિશેષ ગુણવંતાજી.
લોભ ઘણો નવિ કીજીએ સુણો કંતાજી, લોભે દુઃખ અશેષ ॥ગુ૦॥૮॥
અમ સરિખી શિવવહુ નથી ॥સુ૦॥ મ કરો પરાઈ ટાપ ॥ગુ૦॥
સિદ્ધિ બુદ્ધિ પરેં પામશો ॥સુ૦॥ [2]આયત પશ્ચાતાપ ॥ગુ૦॥૯॥
જયપુરે દોઈ તરૂણી વસે ॥સુ૦॥ સિદ્ધિ બુદ્ધિ અભિધાન ॥ગુ૦॥
પરઘરે કામ કરે સદા ॥સુ૦॥ દાલિદ્ર દુઃખનિધાન ॥ગુ૦॥૧૦॥
એક દિન તેણેં દેખીઉં ॥ સુ૦ ॥ સરોવર સારથવાહ ॥ગુ૦॥
સુખવિલસેં ક્રીડા કરે ॥સુ૦॥ આણંદ અંગે અથાગ ॥ગુ૦॥૧૧॥
[3]બુદ્ધિંઅંભણ પુછીયું ॥સુ૦॥ શ્યે ગુણેં સુખીયા એહ ॥ગુ૦॥
[4]લંબોદર પૂજા ફલેં ॥સુ૦॥ પરિઘલ ઋદ્ધિ અછેહ ॥ગુ૦॥૧૨॥
બુદ્ધિ દરિદ્રિણી ઈમ ભણે ॥ સુ૦ ॥ સેવે ગણપતિપાય ॥ગુ૦॥
ઘર લીંપે ઝાડો દીયે ॥સુ૦॥ ફુલપગર પથરાય ॥ગુ૦॥૧૩॥
[5]માસષટકને અંતરે ॥ સુ૦ ॥ તુઠો ગણપતિ દેવ ॥ગુ૦॥
એક દીનાર દીયે દિન પ્રતિ ॥સુ૦॥ બુદ્ધિને ફલી સેવ ॥ગુ૦॥ ૧૪॥
એક દિન સિદ્ધિં પુછીયું ॥ સુ૦ ॥ તેં પામ્યું ધન કેમ ॥ગુ૦॥
સરલપણે બુદ્ધિ કહે ॥સુ૦॥ નિજ વરતંત તે તેમ ॥ગુ૦॥૧૫॥
ગણપતિ તેંણે આરાહીઓ ॥ સુ૦ ॥ તુઠો કહે વર માગ ॥ગુ૦॥
બુદ્ધિથકી બમણો દીઓ ॥સુ૦॥ મંગ્યો બમણો ભાગ ॥ગુ૦॥૧૬॥
બુદ્ધિ [6]અમરષ આંણતી ॥સુ૦॥ સિદ્ધિ ઉપરે તિણીવાર ॥ગુ૦॥

---

૧ ભણે ઇત્યાપિ. ૨ આગામિકાળે. ૩ બુદ્ધિયે બ્રાહ્મણને પુછ્યું.
૪ લંબોદર=ગણપતિ ૫ છમાસને આંતરે. ૬ અમર્ષ=ઈર્ષા.

પરસુખ દેખી નવિ શકે ॥સુ૦॥ દુર્જન એહ આચાર ॥ગુ૦॥૧૭॥
જિમ માખી મારે ને મરે ॥ સુ૦ ॥ પરદુ:ખદાયક હોય ॥ગુ૦॥
જવાસો પાવસ ગલે ॥સુ૦॥ પરસુખે ખલ દુખી હોય ॥ગુ૦॥૧૮॥
કહે સિદ્ધિ કાંણી કરો ॥ સુ૦ ॥ તે તિમ થઇ નિરંધ ॥ગુ૦॥
બુદ્ધિ પણ અણજાણતી ॥સુ૦॥ બિગુણે વરે થઇ અંધ ॥ગુ૦॥૧૯॥
તિણીપરે તુમે અતિલોભથી ॥સુ૦॥ ચાહોછો શિવસુખ ॥ગુ૦॥
મૂલથકી પણ ચૂકશો ॥સુ૦॥ સોહિલા નહિ શિવસુખ ॥ગુ૦॥૨૦॥
હઠ છોડી અમશ્યું રમો ॥ સુ૦ ॥ વડપણે સંયમ લાગ ॥ગુ૦॥
નયવિમલ ઈણિપરે કહે ॥સુ૦॥ ધન જંબુ મહાભાગ ॥ગુ૦॥૨૧॥

॥ ઇતિ સિદ્ધિબુદ્ધિદ્દષ્ટાંત સઝાય ॥

---

## ॥ દુહા ॥

આંહોમાંહિ [1]અમરખ કરે, એતો નારીસભાવ;
રાશિ અનંતી પાપની, બાંધે કપટપ્રભાવ ॥ ૧ ॥
જુઠું સાહસ કપટતા, જડતા અશુચિ ભંડાર;
લોભપણું અમરખપણું, એ અવગુણ અવતાર ॥ ૨ ॥
પંથ ઉપંથ ન જાણતી, વધતે વિષયવિકાર;
જે તરૂણીની સંગતિ, બાંધે બહુસંસાર ॥ ૩ ॥
પણ હું જાણું સર્વથા, [2]ઉપથ ન ચાલું કેમ;
જાત્ય તુરંગતણીપરે, મારગે ચાલું ખેમ ॥ ૪ ॥
તે કુંણ જાત્ય તુરંગમો, ચાહયો શુદ્ધે પંથ;
તવ જંબૂ તેહની કથા, દાખે ધરી ઉમંથ ॥ ૫ ॥

## ॥ ઢાળ ૨૦ મી ॥

( સ્વામિ સોહાકર—એ દેશી. )

જંબુ ઉત્તર વલતું ઇમ ભણે, નિજ નારીનાં વયણાં અવગણે;
ત્રૂટક—અવગણે જંબુ વયણ તેહનાં, જાત્ય તુરંગતણીપરે;
હું અછું મારગજાણ સુધો, કુંણ મુઝને દુ:ખ કરે ॥
જિમ તે તુરંગમ પંથે ચાહયો, ઉપંથે ન ગયો ચોરશ્યું;
તિણિપરે હું તુમ વયણ ન ચલું, કહો જો બહુજોરશું ॥૬॥

---

૧ અમર્ષ. ૨ ઉત્પથ=ઉન્માર્ગ.

નયર વસંતેરે જિતશત્રુ ધણી, એક તુરંગમ તસઘરે બહુગુણી;
ત્રૂટક—બહુગુણી તુરંગમ તેહ નરપતિ, વિવિધ ગતિમતિ શીખવા;
જિનદત્તશ્રાવક ઘરે મૂકે, સેઠ શીખે નવનવા ॥
તે રાજપંથે જાવતો જલ, પાન કરી ઘરે આવતો;
ઈમ વિવિધ લક્ષણ અંગે ભૂષણ,અશ્વ સહુ મનભાવતો ॥૭॥
ઇણિસમે કેતેક જોયણ અંતરે, સુણીઓ તુરંગમ અવર નરેશરે;
ત્રૂટક—તેહ પુરે પડહ વજાવી કહે જે, અશ્વ આણે મુઝ કરે;
તસ ગામ આપું પાસે થાપું, જે એહ પડહો ધરે ॥
ઈમ સુણી સુભટે પડહ છબિઓ, આવીઓ જિનદત્તઘરે;
તે અશ્વ જોઇ ખાત્ર દેઇ, કાઢીઓ ઘરથી પરે ॥૮॥
[1]ઉપથન ચાલે તે તુરંગમો, ચાબખ તાજણ દેઈ બહુ દમ્ગો;
ત્રૂટક—બહુ દમી ઉપરે સુભટ ચઢિઓ, પણ ઉમંગે નવિ ચઢયો;
જિનદત્ત શેઠે સુભટ દેખી, અશ્વ તસ્કર અટકહ્યો ॥
તે દૂરે કીધો અશ્વ લીધો, શેઠ ઘરે સુખીઓ થયો;
તે ચોર પાછો ગયો નરપતિ, પાસે નિરઉદ્યમ થયો ॥૯॥
ચોર સરિખી રે જાણી મેં સહી, ઉપથન ચાલું તુમસ્યું હું વહી;
ત્રૂટક—હું ગ્રહું સંયમ માર્ગ સૂધો, જેહથી સુખ પામીએ;
એ કામભોગ વિલાસ સઘલા, દુઃખ પરે શિર જામીએ ॥
સંસાર તારણતરણ સંયમ, ગ્રહું અવર સવે વૃથા;
કવિરાજ શ્રીધીરવિમલ સેવક, કહે નય ઇણિ પરે કથા॥૧૦॥

॥ ઇતિ તુરંગમદ્રષ્ટાંતસજ્ઝાય ॥ પંચમસ્રીકથા ॥

---

## ॥ દુહા ॥

કનકસિરી છઠ્ઠી કહે, બોલે વચન ઉદાર;
પ્રીતમ તુમને નવિ ઘટે, એહ વચન વ્યવહાર ॥૧॥
કારણ જે સંસારનો, તેતો વિષયકષાય;
અંતરરિપુ હણીયા વિના, નહિં કો મુગતિ ઉપાય ॥૨॥
રાગ યોગ જે આદરે, વર્તે સમતાભાવ;
તે ભોગી યોગી કહ્યા, ઉદાશીન સ્વભાવ ॥૩॥
હઠયોગી હઠસ્યું કરે, કષ્ટ ક્રિયા બહુ કર્મ;

---

૧ ઉન્માર્ગે.

તે અજ્ઞાની ભુવનમાં, સાહુમાં બાંધે કર્મ ॥૪॥
તેહ ભણી સમતા ધરો, ભોગ થકાં છે યોગ;
જો મનશુદ્ધે વર્તશો, તો શ્યો બાહ્ય સંયોગ ॥૫॥
મેં જે બોલ્યું તે ખરૂં, પણ આયતિ ન વિચાર;
ગદ્ધા પૂંછતણીપરે, જિમ દ્વિજપુત્ર ગમાર ॥૬॥
પ્રભવો કહે તેહની કથા, કહીયે મૂકી લાજ;
તિણિં લાજે શું કીજીએ, જેહથી વિણસેં કાજ ॥૭॥

## ॥ ઢાળ ૨૧ મી. ॥

### ( અજિતજિણંદશ્યું પ્રીતડી—એ દેશી )

કનકસિરી છઠ્ઠી ભણે, સુણ પ્રીતમ હે એક વયણ સુજાણકે;
જિન ચક્રી પહેલાં જે થયા,તિણે સેવ્યા હે એ વિષય પ્રધાનતો ॥૮॥
પ્રીતમજી હઠ છાડયો. ॥ એ આંકણી. ॥
પાંચે મિલી જે આદર્યો, કિમ કહીયે હે તેહને ઉતપંથતો;
ચારે પુરૂષારથ ભલા, આપ આંપણે હે ઠામે પશ્ચિમંથતો ॥પ્રી૦॥૯॥
બંભણપુત્ર તણી પરે, નવિ ગ્રહે હે રાસભનો પૂંછતો;
વેલાએ સવિ સાચવે, તે કહીયે હે ચતુરાઇ ઉંચતો ॥પ્રી૦॥૧૦॥
વિપ્ર વસેં [1]કુલ ગામડે, તસ અંગજ હે મૂરખ અજ્ઞાનતો;
જનક ગયો પરલોકમાં, તસ માતા હે શીખાવે જ્ઞાનતો ॥પ્રી૦॥૧૧॥
ગ્રહીયે તે નવિ મૂકીએ, પંડિતતો હે એ લક્ષણ પુત્રતો;
માત વયણ તિણેં મન ધર્યો, પણ સમજે નહિ હે વ્યવહારનો
સૂત્રતો ॥પ્રી૦॥૧૨॥
કુંભકારના ઘરથકી, ખર છૂટ્યો હે એક દિન તતકાલતો;
સનમુખ [2]બંભણ આવતો,દેખી કહે હે એ રાસભ ઝાલતો॥પ્રી૦॥૧૩॥
તિણેં અજ્ઞાને ઝાલીઓ, વારંતાં હે એ રાસભનો પૂંછતો;
પાટુપીડા તે સહે, નવિ મૂકે હે વારતાં એ નીચતો ॥પ્રી૦॥૧૪॥
ગ્રહીયે તે નવિ મૂકીએ, શીખવીઉં હે મુઝને ઇમ માતતો;
કહે લોકોને આગળે, ઇણે લક્ષણ હે પંડિત કહેવાયતો ॥પ્રી૦॥૧૫॥
તિમ વાલિમ ! તેહનીપરે, દુઃખ લેશો હે નિજહઠપ્રભાવેતો;
વડપણે સંયમ આદરો,નય નેહેં હે કહે ઇમ સમઝાવિતો ॥પ્રી૦॥૧૬॥

॥ ઇતિ વિપ્રપુત્રદૃષ્ટાંતસઝાય ॥

---

૧ કુશળ ઇત્યપિ. ૨ આ મૂરખ બ્રાહ્મણ.

॥ દુહા ॥

કહે જંબૂ વનિતા પ્રતિં, એહ કિશ્યો દૃષ્ટાંત;
તુમને જાણું [1]ખરસમી, મ્હેં જાણ્યો વિરતંત ॥ ૧ ॥
જો હું તુંમને સંગ્રહું, તો ખરપુંછસમાન;
ન્યાય કર્યો આપણે મુખે, સુંદરી સુગુણનિધાન ॥ ૨ ॥
લાજ ઠામે એહવા કહો, નવપરણીત તુમે આજ;
તો [2]આગલે શ્યેં આવશો, ધર્મતણે પ્રિઉકાજ ॥ ૩ ॥
ઇમતો વયણા તે સહે, જેહને ન હોય ઠામ;
વિપ્રપરે રણીઓ હુઇ, તે દાસ થઇ રહે ધામ ॥ ૪ ॥
કુંણ સ્વામી તે દાખીએ, રણીઓ કિમ તે દાસ;
કહે જંબૂ કન્યા પ્રતિં, એ દૃષ્ટાંત ઉલ્લાસ ॥ ૫ ॥

॥ ઢાળ ૨૨ મી ॥

( એ એ મુની વિહરણ પાંગર્યા રે—એ દેશી. )

જંબૂ પભણે તવ નારીનેરે, સુલલિત વયણ વિચારરે;
દાસ ન થાઉં બાંભણ પરેરે, ઉત્તર કહું નિરધારરે ॥જંબૂ૦॥૬॥
નયર કુશસ્થલ જાણીયેરે, ક્ષત્રીય નિવસે એકરે;
તસ ઘરે તુરંગી સુલક્ષણીરે, સુલલિતગુણ સુવિવેકરે ॥જંબૂ૦॥૭॥
તસ શીખાવણ રાખીઉંરે, એક નર ઉપરેં ઠાયરે;
અશનાદિક [3]તુરંગી પ્રત્યેં રે, જે આપે તે વેચીખાયરે ॥જંબૂ૦॥૮॥
તે તુરંગી થઇ દુબલીરે, પામી મરણ અકાલરે;
રૂપવતી તિણેં નયરમાંરે, વેશ્યા થઇ તતકાલરે ॥જંબૂ૦॥૯॥
તે [4]રણીયો નર ઉપન્યોરે, વિપ્રકુલે દુર્ભાગરે;
એકદિન વેશ્યા દેખીનેરે, પૂરવ રણેં ઘરે રાગરે ॥જંબૂ૦॥૧૦॥
વેશ્યા ન ઇચ્છે તેહનેરે, પ્રારથના પણ કીધરે;
તસ ઘરે [5]રણસંબંધથીરે, કામ કરે કટિબંધરે ॥જંબૂ૦॥૧૧॥
તિણીપરે હું રણીઓ નહિરે, પરવશે દાસ ન હુંતરે;
તુમથી અધિકી જે ગુર્ણીરે, હું શિવવનિતાનો કંતરે ॥જંબૂ૦॥૧૨॥

---

૧ ગધેડા જેવી. ૨ આગળ શું આવશો ઇત્યપિ. ૩ ઘોડી.
૪ દેવાદાર પેલો ઘોડીને માટે રાખેલો ચાકર.
૫ ગયા ભવનો દેવાદાર હોવાથી.

કામભોગ વાંછું નહીરે, સંયમશ્યું દૃઢ રંગરે;
નયવિમલ કહે તેહશ્યુંરે, જંબૂ શીલ અભંગરે ॥જંબૂ૦॥૧૩॥

॥ ઇતિ તુરંગીદૃષ્ટાંત ॥ છઠ્ઠી સ્ત્રીકથા ॥

---

## ॥ દુહા ॥

રૂપસિરી વલતું ભણે, નિસુણો પ્રીતમ! એહ;
રણિયા કુંણ તુમને કહે, અમને અવિચલ નેહ ॥ ૧ ॥
જે પતિને સુખકારણે, ચાલે પતિ અનુજ્ઞાય;
કુલવંતી તેહિજ સતી, ધર્મવંતી કહેવાય ॥ ૨ ॥
વિચરંતા પ્રિઉ દેખીને, જિમ તિમ કહીયે ભાસ;
બિગડયે કામેં કેહને, કહિયે વચન ઉદાસ ॥ ૩ ॥
અણાંછાં જે ઇમ થયા, કથન કરે કહો કેમ;
કુલવંતી ઘરવટથકી, સમજાવે ધરી પ્રેમ ॥ ૪ ॥
કહ્યું હમણાં કરતા નથી, પણ કરશો પશ્ચાત્તાપ;
માસાહસ પંખીપરે, સહશ્યો બહુ દુઃખ આપ ॥ ૫ ॥

## ॥ ઢાળ ૨૩ મી ॥

( વયરાગી થયો—એ દેશી. )

રૂપસિરી તવ સાતમી, બોલે બોલ રસાળ;
અમ સાથે સુખ ભોગવો, છંડી યોગજંજાળ ॥ ૬॥
પ્રીતમ ! સાંભળો, વિલસો સોવન કોડિ રે, મૂકી આંમલો.
॥ એ આંકણી ॥

દાસ કહે નિજકંતને રે, તે કહિયે કુલત્ત;
સુરતરૂપરે આરાધશું, ચાલિશ્યું તુમ ચિત્ત રે ॥પ્રીતમ૦॥ ૭॥
માસાહસ પંખીપરે, મ કરો વાલિમ ! વાત;
[1]અચલદરીમાંહિ વસે, [2]વિહગ માસાહંસ જાત રે ॥પ્રીતમ૦॥ ૮॥
તેહ ગુફાને બારણે, એકદિન આવ્યો વાઘ;
સુતો [3]વદન પસારીને, નિંદ લહે બહુ દાઘ રે ॥પ્રીતમ૦॥ ૯॥
દંત વિવરમાંહિ રહ્યા, માંસતણા બહુ ખંડ;

---

૧ અચલ એટલે પર્વત તેની દરી એટલે ગુફા તેમાં. ૨ પક્ષી.
૩ મુખ પહોળું કરીને સુતો.

ચાડે આમિષ લાલચી, પંખી તેહ પ્રચંડ રે ॥પ્રીતમ૦॥૧૦॥
માંસગ્રહી [1]તરૂ ઉપરે, બેસી બોલે એમ;
નવિ [2]વીસસીયેં કેહથી, કહે પણ ન કરે તેમ ॥પ્રીતમ૦॥૧૧॥
વાર્યો બીજે પંખીએ, પણ ન રહે તે ક્રૂર;
[3]આમિષભક્ષણ લાલચી, આપમતિ ચુહે શૂર રે ॥પ્રીતમ૦॥૧૨॥
ઇમ કરતાં તે પંખીઓ, કરતો વાઘ [4]વેસાસ;
અતિલોભી તે દુઃખ લહે, વાઘ કરે તસ [5]ગ્રાસ રે ॥પ્રીતમ૦॥૧૩॥
તિણિપરે તુમ દુઃખ પામશ્યો, કરતાં વ્રત વેસાસ;
વાઘતણીપરે પાળવી, સંયમ પરભવ આશ રે ॥પ્રીતમ૦॥૧૪॥
સિંહ હજી વશ આણતાં, સોહિલો છે ગુણગેહ;
પણ સંયમ પ્રિયુ દોહિલું, તુમ વય કોમલ દેહ ॥પ્રીતમ૦॥૧૫॥
આપણ સંયમ લેઇશ્યું, વડપણે મનને કોડ;
શ્રીરવિમલપંડિતતણો, કહે નય બેઉંકરજોડ ॥પ્રીતમ૦॥૧૬॥

---

## ॥ દુહા ॥

કહે જંબૂ મ્હેં [6]ધુરથકી, જાણ્યો એ સંસાર;
સ્વારથીઓ મુહ મીઠડા, લોકતણો વ્યવહાર ॥ ૧ ॥
લોકસ્વરૂપ સમઝે નહીં, તે રાચે ઘણિં પાશ;
વચન સહે તે [7]લાલરા, જેહને પરની આશ ॥ ૨ ॥
મનવંછિત સવિ પામીએ, ધર્મમિત્ર પ્રસાદ;
દેહ કુટુંબ સવિ કારમો, ધરતાં બહુ વિખવાદ ॥ ૩ ॥
જિમ રાજન પરધાનને, ત્રિણ્યેં હુતા મિત્ર;
ધર્મમિત્રથી ઉગર્યો, રાખ્યો સરણે મિત્ર ॥ ૪ ॥
કહે વનિતા વલતું તિહાં, પ્રીતમને ધરી પ્રેમ;
એહ કથા અમને કહો, પ્રભવો નિસુણે જેમ ॥ ૫ ॥

## ॥ ઢાલ ૨૪ મી ॥

( નમો નમો મનક મહામુનિ—એ દેશી. )

જંબૂ ઉત્તર તવ કહે, માહરે ધર્મશ્યું મિત્ર રે;

---

૧ ઝાડ. ૨ કોઇનો વિશ્વાસ ન કરીયે. ૩ માંસ. ૪ વિશ્વાશ.
૫ ગ્રાસ=કોળીયો. ૬ પહેલાથી. ૭ લોકના ઇત્યપિ.

જેહથી અવિચલ સુખ હોવે, આતમ હોય પવિત્ર રે ॥ ૬॥
શુદ્ધ મનેં ધર્મને આદરો, જિમ હોઇ લીલવિલાસ રે;
એહથી કામિત સુખ લહે, છૂટિયે ભવદુ:ખ પાશરે ॥શુદ્ધ૦॥ ૭॥
ઇહભરતે સુગ્રીવપુરી, શ્રીજિતશત્રુભૂપ રે;
સુબુદ્ધિમંત્રીશ્વર તેહનેં, મિત્ર છે ત્રણ અનૂપ રે ॥શુદ્ધ૦॥ ૮॥
નિત્યમિત્ર પહેલો અછે, તેહશ્યું એકાકાર રે;
ક્ષણ પણ અલગો તે નવિ રહે, દેવે અતિસતકાર રે ॥શુદ્ધ૦॥ ૯॥
પર્વમિત્ર બીજો અછે, તિથિવારે તે તેડે રે;
ત્રીજો મિત્ર જૂહારડો, કુશલાદિક કરજોડીરે ॥સુદ્ધ૦॥૧૦॥
એકદિન તેહ પ્રધાનને, રાજા રૂઠયો ભાખેરે;
લેખઇ ચોખઇ પહોચજે, કુડકપટ બહુ દાખેરે ॥શુદ્ધ૦॥૧૧॥
બીહતો મંત્રી નૃપભયે, નિત્યમિત્ર ઘરેં આવેરે;
તે કહે તુઝ મુઝ પ્રીતડી, ઇણિસમેં કામ ન આવેરે ॥શુદ્ધ૦॥૧૨॥
પર્વમિત્રઘરે તવ ગયો, તેણેં પણ ઉત્તર ન કીધોરે;
ત્રીજા મિત્રતણે ઘરે, તિણેં અતિ આદર દીધોરે ॥શુદ્ધ૦॥૧૩॥
મંત્રી ભય મન મત કરે, દેઇ આશ્વાસન એમરે;
જીવિતદાન દેવાવિઉં, કીધો નૃપશ્યું પ્રેમરે ॥શુદ્ધ૦॥૧૪॥
નિત્યમિત્ર સમ એ [1]તનુ, [2]સયણ તે પર્વસમાનરે;
ધર્મ જૂહારસમો કહ્યો, જે દીયે નિર્ભયદાનરે ॥શુદ્ધ૦॥૧૫॥
દેહસયણને પોષતાં, નવિ લહિયેં ભવપારરે;
ઉખર ક્ષેત્રે બીજનો, જિમ નિ:ફલ અવતારરે ॥શુદ્ધ૦॥૧૬॥
ધર્મથકી સંસારનો, પાર લહી સુખ લહીયેરે;
જંબૂ રૂપસિરી પ્રતિ, ઇણિપરે ઉત્તર કહીયેરે ॥શુદ્ધ૦॥૧૭॥
ધર્મમિત્રશ્યું માહરે, પ્રીતિઅછે સુખકારીરે;
ધીરવિમલકવિરાજનો, શિષ્ય કહે સુવિચારીરે ॥શુદ્ધ૦॥૧૮॥

॥ ઈતિ મિત્રત્રયદૃષ્ટાંત ॥ સપ્તમ સ્ત્રીકથા ॥

---

॥ દુહા ॥

જયતસિરી વલતું કહે, એ શ્યો વચન વિવાદ;
ધર્મતણા એ ધ્યાનીયા, એહમાં કિશ્યો સવાદ ॥ ૧ ॥

---

૧ શરીર. ૨ સ્વજન.

સમજુને કહેવો ઘરે, કહેતાં પામે રીઝ;
અણસમજુ શ્યું વાતનો, અહનિશ કરવું ધીજ ॥ ૨ ॥
નીતિશાસ્ત્ર એહવું કહે, પંચાખ્યાન પ્રમાણ;
સ્ત્રીશ્યું સરલપણું કહ્યું, પણ નવિ કરવી તાણ ॥ ૩ ॥
ધર્મતણો સમજુ હશ્યે, તે ગણશે ભાવીત;
ગુરૂને પણ તે હિત કરી, જે [1]સકજ્જ સુવિનીત ॥ ૪ ॥
સહુ રાજી સંયમ લીયે, તેહ ચઢે પરમાણ;
આપમતી જે વ્રત ધરે, તસ ચારિત્ર અયાણ ॥ ૫ ॥
એ કલ્પિત સવિ મનતણી, વાત કહો છો આજ;
જિમ તે બ્રાહ્મણપુત્રીએ, કહી સમઝાવ્યો રાજ ॥ ૬ ॥
તવ સઘળી વનિતા કહે, કહો કથા તે ખાસ;
[2]સેસ ઢલે હવે [3]તુઝસિરે, જો પ્રિયુ રહે ઘરવાસ ॥ ૭ ॥
જે પ્રિયુને રાખી શકે, તેહ વડી ગુણખાણ;
જિમ તિમ કરતાં આપણું, કાજ ચઢે પરમાણ ॥ ૮ ॥

## ॥ ઢાલ ૨૫ મી ॥

**તુમસાથે નહિં બોલું મારા વાહલા તેં મુજને વીસારીજી—એ દેશી.**

જયતસિરી પભણે પ્રીતમશ્યું, તુમ [4]વચ અમ મનેં નાવેજી;
કલ્પિત વાત કહીને હમણાં, શ્યું અમને સમઝાવેજી;
જિમતિમ વાત કહ્યાથી સમજે, તેતો છોકરવાદજી;
ઉત્તમ નર લઘુતાઇ પામે, સ્ત્રીશ્યું કરતો વિવાદજી ॥૯॥
જિમ ભરતે લખમીપુર નયરે, રાજા શ્રીનયસારજી;
ગીત કથા નાટક હરિયાલી, રસીઓ તેહ ઉદારજી;
પડહ વજાવી દિન દિન ઘરે ઘરે, એક એક નિસુણે વાતજી;
ઇમ કરતાં બાંભણ ઘરે આવ્યો, વારો એકદિન વાતજી ॥૧૦॥
બંભણ મૂઢ કથા નવિ જાણે, તસ પુત્રી નૃપ આગેજી;
નિજવિતકની વાત પ્રકાશે, કલ્પિત લજ્જા લાગેજી;
માતપિતાએ યોવન દેખી, મેલ્યો મુઝ વીવાહજી;
તે [5]માહણ મુઝ રૂપ વિલોકન, આવ્યો મન ઉચ્છાંહજી ॥૧૧॥
માતપિતા માહરા તિણિવેલા, ખેત્ર ગયા ઘરે કામજી;

---

૧ સત્કાર્ય. ૨ જસ ઢલે ઇત્યપિ. ૩ તુમ ઇત્યપિ.
૪ વચન. ૫ બ્રાહ્મણ.

હું ઘરમાં એકલડી તિણેંસમેં, કામ કરૂં અભિરામજી;
તે માહણને [1]ભોયણ નાહણ, દેઇ બહુ સંતોષ્યોજી;
ઘરમાંહિ પલંગે બેઠો, તવ મુજ રૂપજ નિરખ્યોજી ॥૧૨॥
કામભોગ મુજસ્યું તે વંછે, અંગવિકાર જણાવેજી;
લાજવશે કરે કામકુચેષ્ટા, તે માહરે મનેં નાવેજી;
તવ મ્હેં પતિ બોલાવ્યો સુણ રે, નહિં ઉતાવલ કામજી;
પાણિગ્રહણ વિના કિમ હોવે, વિષયાદિકનો કામજી ॥૧૩॥
અતિભૂખ્યો પણ [2]બેઉંકરે જિમતો, માનવ શોભ ન પામેજી;
ઈમ નિસુણી કામજ્વરેં પીડયો, શૂલ ઉપન્યો તામજી;
તે માહણસુત [3]નિધનને પોહતો, ગુપ્ત કર્યો ઘરમાંહિજી;
માતપિતાએ તે નવિ જાણ્યો, પસર્યો મન ઉચ્છાહિંજી ॥૧૪॥
તવ બોલ્યો નરપતિ સુણ પુત્રી, એહ કથા કિમ [4]સાચીજી;
કહે પુત્રી જો નિત્યકથાપેરે, એ પણ માહરી સાચીજી;
તિણિપરે તુમ કલ્પિત [5]જલ્પનથી, સાચપરે ન પતીજુંજી;
હઠ છોડી અમસ્યું ઘરે વિલસો, જાણું અવર ન બીજુંજી ॥૧૫॥
જેહ વિચારીને પગ ભરશે, રહેશે તેહની લાજજી;
ભુક્તભોગ સંયમ આદરતાં, સાધે આતમકાજજી;
ઇણિપરેં જયતસિરીને વયણે, ન ચલ્યો ચિત્ત લગારજી;
ધીરવિમલકવિશિષ્ય કહે નય, ધન ધન જંબૂકુમારજી ॥૧૬॥

॥ ઇતિ બ્રાહ્મણપુત્રીદૃષ્ટાંત સઝાય ॥

---

## ॥ દુહા ॥

કહે જંબૂ સાચી કહી, એ સવિ કલ્પિત વાત;
જે જેહને મન નવિ રૂચે, તે તે કહે મિથ્યાત ॥૧॥
મોહતણે પરવશપણે, કહે અધર્મને ધર્મ;
વિષયાદિક થાપે સદા, બાંધે મૂરખ કર્મ ॥૨॥
જન્મ જરાને મરણ તિમ, રોગ વિયોગ ને શોગ;
જો એ નાવે ઢૂકડાં, તો સેવું તુમ ભોગ ॥૩॥
જેમ મુઝને જોરાવરે, રાખોછો ઘરવાસ;

---

૧ ભોજનસ્નાન. ૨ બેહાથે જમતો. ૩ મરણને.
૪ કિમ વાંચીજી ઇત્યપિ. ૫ બોલવું.

તિમ રોગાદિક વારવા, શક્તિ અછે તુમ પાસ ॥૪॥
તવ વનિતા બોલે તિહાં, એહવો કુણ સમરત્થ;
વારે સ્થિતિ સંસારની, કુંણ દેવે જગવત્થ ॥૫॥
કહે જંબૂ તુમ તનુ પ્રતિ, દેખી રાચે મૂઢ;
[1]નવ દ્વાદશ દ્વારે કરી, અશુચિ ભર્યો અતિગૂઢ ॥૬॥
જે લલિતાંગ પરેં હોવે, મોહે તે અજ્ઞાન;
એ ભવકારાગારમાં, વસવા તુમ્હે પરધાન ॥૭॥
સ્વામિ! તે કુંણ દાખવો, જે લલિતાંગકુમાર;
માત પિતા વનિતા સવે, નિસુણે સવિ પરિવાર ॥૮॥

## ॥ ઢાળ ૨૬ મી ॥

### ( [2]નીંબીયાની દેશી. )

જંબૂ ઉત્તર વલતું ઇમ ભણે, જયતસિરી સુણ વાણીજી;
દુઃખ લહિયે લલિતાંગતણીપરે, મોહ મહાદુઃખખાંણીજી ॥ ૯॥
॥ સહજ સનેહી સુંદરી! સાંભળો ॥ એ આંકણી ॥
નયર વસંતે શતપ્રભભૂપતિ, રૂપવતી તસ નારીજી;
નયર વિલોકે [3]વાતાયન રહી, નારી ગુણભંડારજી ॥સ૦॥૧૦॥
તિહાં લલિતાંગકુમારને દેખીઓ, રૂપકલા અભિરામજી;
[4]ચેટી પાસે તેહ તેડાવીઓ, તે રાખ્યો નિજધામજી ॥સ૦॥૧૧॥
જેહવે વાંછે વિષયસુખ તેહશ્યું, તેહવે આવ્યો ભૂપજી;
[5]સભયપણાથી તેહને ગોપવ્યો, અશુચિકરણને કૂપજી ॥સ૦॥૧૨॥
[6]કદશન પામે રે ભૂખ તૃષા સહે, પરવશ પડીયો તેહજી;
વર્ષાકાળે રે મેહજળે કરી, નિકસ્યો અવકરગેહજી ॥સ૦॥૧૩॥
સયણ સહુનેરે મિલીયો તે વળી, વસ્ત્રવિભૂષણ અંગેજી;
એકદિન રાણીરે ફરી નિરખી કહે, વિલસો ભોગસુચંગજી ॥સ૦॥૧૪॥
[7]લલિત વચણ લલિતાંગ પ્રતિં કહે, પણ ન કરે [8]વેસાસજી;
જો છૂટ્યો છું દુઃખથી એકદા, ફરી નાવું તુમ પાસેજી ॥સ૦॥૧૫॥
તિણિપરેં તુમચી સંગતિ જે કરે, તે લહે દુઃખ અપારજી;

---

૧ પુરૂષના શરીરે નવ દ્વાર અને સ્ત્રીના શરીરે બાર દ્વાર હોય.
૨ અરણિક મુનિવર ચાલ્યા ગોચરી—એ દેશી સમજવી. ૩ ગોખે.
૪ દાસીપાસે. ૫ સભય એટલે ભયસહિત. ૬ ખરાબ ભોજન.
૭ સુંદર. ૮ વિશ્વાસ.

એ તુમ કાયા માયા કારમી, [1]અવકરનો ભંડારજી ॥સ૦॥૧૬॥
તેહ કુંમરપરેં હું નહીં લાલચી, ઈમ સમજો સુવિચારજી;
ધીરવિમલકવિરાજતણો કહે, નયવિમલ સુખકારજી ॥સ૦॥૧૭॥

॥ ઈતિ લલિતાંગકુમાર સઝાય ॥ આઠમી સ્ત્રીકથા ॥

---

## ॥ દુહા ॥

તવ વનિતા વલતું કહે, પ્રીતમજી અવધાર;
અમને એ સમઝાવવા, ભલો કહ્યો સુવિચાર ॥ ૧॥
પણ સ્વામી પરણી જિકેં, રાખી તસ મન ઠામ;
માતાપિતા મન પણ રહે, વડપણ સંયમકામ ॥ ૨॥
સંયમકેરો સાધીયે, ઘરે રહેતાં અભ્યાસ;
હળવે હળવે ચાલતાં, પંથિ નગર પ્રયાસ ॥ ૩॥
જેહ વિચારીને કરે, પામે તેહીજ શોભ;
ઉતાવળ કરતાંથકાં, નવિ પામે તે થોભ ॥ ૪॥

## ॥ ઢાળ ૨૭ મી ॥

( એડલે ભાર ઘણો છે રાજ વાતો કેમ કરો છો—એ દેશી.)

શેઠધનાવહકેરી [2]ધૂઆ, જયતસિરી ઈમ ભાસે;
વય લહુડી ગુણરૂપેં દોઢી, પિયુશ્યું પ્રેમ પ્રકાસે ॥ ૫॥
એવડા જ્ઞાન ધરોછો લાલ, સંયમ [3]ચાહ કરોછો ॥ એ આંકણી ॥
સંયમભાર દુષ્કર દાખ્યો, જિમ તિખી [4]અસિધારા;
કુંણ તારૂં નિજબાંહિં પામે, જળનિધિકેરો પારા ॥એવડા૦॥ ૬॥
માપેં અંગુલીએ નભમંડલ, કુંણ પ્રાણી ઉચ્છાંહિ;
બાલક નિજબળથી શ્યું ચાલે, સનમુખ ગંગાપ્રવાહિં ॥એ૦॥ ૭॥
મીણતણેં દાંતે કરી કોઇ, લોહચણા કુંણ ચાવે;
કુંણ [5]સ્વરજ્ઞાની બહેરા નરને, શાસ્ત્ર સકલ સમઝાવે ॥એ૦॥ ૮॥
હમણાં સંયમને રસેં લાગા, વાત કરો છો તાઢી;
પણ નિરવહેતાં દુષ્કર પ્રીતમ, સંયમ કરણી ગાઢી ॥એ૦॥ ૯॥

---

૧ અવકર=ઉકરડો, કચરો. ૨ ધૂઆ એટલે પુત્રી. ૩ ઇચ્છા.
૪ તરવારધારા. ૫ અજ્ઞાની ઇત્યપિ.

પ્રીતમ ! શ્યું પન્હોતા થઇયે, સંયમ લીધા માટે;
અર્થધુરા અવિકારી હુતો, જે સાધે તે ખાટે ॥એ૦॥૧૦॥
અતુલીબળ [1]જિનવર જે પહેલા, વિલસ્યા સુખ ફુલ તેહી;
વલતું યોગ લહી શિવ પામ્યા, તો [2]અવરાંની કેહી ॥એ૦॥૧૧॥
ભુક્તભોગ થઇ સંયમ લીધા, તે પણ પતિત [3]કહેવાણા;
કેઇક સંયમમારગ મૂકી, પ્રમદાશ્યું લપટાણા ॥એ૦॥૧૨॥
અરહણક આષાઢ મુનીવર, [4]આર્દ્રનસુત નલરાજા;
રહનેમી નંદિષેણ મુનીસર, ઇત્યાદિક મુનિરાજા ॥એ૦॥૧૩॥
હાવભાવ દેખી સંયમથી, પડિયા વનિતાવયણે;
પાછા ફરી મારગે તે ચઢીયા, વનિતાકેરે વયણે ॥એ૦॥૧૪॥
રણશૂરા બળીયા પણ ગલિયા, શીલતણે અધિકારે;
વનિતા સમોવડિ તેહ ન પોહચે, કહીયે વારોવારે ॥એ૦॥૧૫॥
સ્વર્ગસમાન કહ્યાં સુખ સંયમ, જો સમતા મને આવે;
નરકથકી પણ દુઃખ અધિકેરા, જો મમતા મન લાવે ॥એ૦॥૧૬॥
વિષયકષાયને દૂરે કીધા, આશ્રવ પણ નવિ રોકયા;
તેહ સંયમ લેઇ શું સાધ્યા, ઈહ પરભવ બેઉં ચૂકયા ॥એ૦॥૧૭॥
સંયમ લેઇને ઇમ મને ચાહે, પૂજામાંન લહીજે;
તે આશા પરવશનાં બાંધ્યા, શ્યું આતમહિત કીજે ॥એ૦॥૧૮॥
પ્રીતમ ! તેહીજ સંયમ પાળે, જસ મને સમતા સૂધી;
કષ્ટક્રિયા શ્યું નિજ તનુ ચાળે, જિમ ઝીણી પડસૂધી ॥એ૦॥૧૯॥
ઇણિપરે હિતશિક્ષા ઘરવટશ્યું, પ્રેમ ધરીને દીજે;
તેહ ભણી પ્રીતમ ! પ્રીછીને, જિંમ જાણો તિમ કીજે ॥એ૦॥૨૦॥
[5]પ્રીતમ પ્રમદા ઇમ બહુ વયણે, વદતાં રાત વિહાણી;
ધીરવિમલકવિશિષ્ય કહે નય, ધનધન એ ધણીઆણી ॥એ૦॥૨૧॥

---

॥ દુહા ॥

વનિતાએ યુગતું કહ્યું, મેં પણ ધર્યો પ્રમાણ;
મ્હેં સંયમ મન શુદ્ધશ્યું, લેવું ઉગતે ભાંણ ॥ ૧॥

---

૧ જિનરાજ ઇત્યપિ. ૨ તો બીજાની શી વાત. ૩ કહાણા ઇત્યપિ. ૪ આર્દ્રકુમાર. ૫ સ્વામી (જંબૂકુમાર) ને પ્રમદા=સ્ત્રી (આઠ) પરસ્પર સમઝાવતાં રાત્રિ સંપૂર્ણ થઇ.

તવ પ્રભવો બોલે તિહાં, માહરો પણ વડભાગ;
[1]ચોર વ્યસન સરજ્યું ભલે, જે નિસુણ્યો વયરાગ ॥ ૨॥
ચોરી કરતાં જગતની, પણ કીહાં એહવી વાત;
નવિ દીઠી નવિ સાંભળી, એ પણ નવલી ઘાત ॥ ૩॥
પણ જંબૂ સુણુ તાહરો, મનશુદ્ધં છે યોગ;
સવિ કેહનો મન રાખવા, હવણાં ભોગવો ભોગ ॥ ૪॥
તવ જંબૂ કહે મ્હેં સુણ્યો, વિષસમ વિષયપ્રબંધ;
સોહમગણુધર ઉપદિશ્યો, કઠિયારાનો સંબંધ; ॥ ૫॥

## ॥ ઢાળ ૨૮ મી ॥

( ધન ધન જનની બે લાલ—એ દેશી. )

સોહમસામી બે લાલ, ઇણિપરે ઉપદિશ્યે;
જંબૂ નિસુણી બે લાલ, મનમાં ઉલ્લસે ॥
ત્રૂટક—ઉલ્લસે નિવસે એક નયરે, દરિદ્રી કઠિયારઉ;
તે અતિહિ દુઃખીઓ કાષ્ઠ વેચી, કરે ઇમ વ્યાપારઉ ॥ ૬॥
તેહ એક દિવસે બે લાલ, ગિરિગહ્વર ગયો;
એક તરૂ દેખી બે લાલ, અતિ હરખિત થયો ॥
ત્રૂટક—અતિ થયો હરખિત વૃક્ષ દેખી, છેદીઓ હરખે કરી;
તસ મૂળ ખણતાં કનક પિઠરી, પંચરતનસ્યું ભરી ॥ ૭॥
પિઠરી વાંસે બે લાલ, સિર મૂકી ધરી;
ઘરે આવંતા બે લાલ, વૃષ્ટિ થઇ આકરી ॥
ત્રૂટક—આકરી વૃષ્ટિ વેચી ન શકયો, કાષ્ઠવાહક તિણું દિને;
તે કનકપિઠરી કાષ્ઠભારી, તે ધરી ઘરમાં [2]બિન્હે ॥ ૮॥
ભોજન આણ્યો બે લાલ, ખલ તિણું નિર્ધને;
મૂરખ રાંધે બે લાલ, કંચન ભાજને ॥
ત્રૂટક—ભાજને ઘાલી તેહ રાંધે, [3]સમિધ મૂલીનું કરે;
તસ ખંડ દહતાં અગ્નિ સહતાં, ગંધ સઘલે વિસ્તરે ॥ ૯॥
વડવ્યવહારી બે લાલ, પંથે આવતો;
તિણું દિશ દેખી બે લાલ, પરિમલ પાવતો ॥
ત્રૂટક—પાવતો પરિમલ અતિ અનર્ગલ, બાવના ચંદનતણો;

૧ સારવચન ઇત્યપિ. ૨ છાહને ઇત્યપિ. ૩ ઇંધણા.

[1]આશ્ચર્યે પામી શીસ નામી, કહે કુંણ ભોગી ઘણો ॥૧૦॥
તે વ્યવહારી બે લાલ, નિર્ધનને કહે;
રે અજ્ઞાની બે લાલ, ચંદન કાં દહે ॥
ત્રૂટક—કાં દહે ચંદન તુઝ કંચન, દિઉં બમણો એહથી;
સુરલોકનીપરે શિખર મંદિર, વિલસ સુખ એ કનકથી ॥૧૧॥
તે નવિ માને બે લાલ, મૂરખ પ્રાણીઓ;
શેઠે તેહને બે લાલ, અતિજડ જાણીઓ ॥
ત્રૂટક—જાણીઓ તે જડ અનડ દેખી, કહી બહુ ઉવેખીઓ;
એહનો ઉપનય [2]અછે અંતર, શાસ્ત્રમાંહિ દેખીઓ ॥૧૨॥
ભવપાટણમાં બે લાલ, સંસારી વસે;
જીવ કુબાડી બે લાલ, ઇહ સુખરયું હસે ॥
ત્રૂટક—હસે નિજસુખ મનુજગતિ વનેં, સરલતરૂ શ્રાવકપણો;
પંચેંદ્રી રત્નેં ભરી કાયા, કનકપિઠરીસમ ગણો ॥૧૩॥
ખલ તનુ વિષયા બે લાલ, ચંદન શુભમતી;
[3]તિસના અનલે બે લાલ, તે દહે દુર્મતી ॥
ત્રૂટક—દુર્મતી તેહને શેઠ સદ્‌ગુરૂ, વારીઓ બહુ હિતકરી;
પણ તે ન માને કેરી કાને, જડ શીખ ન આચરી ॥૧૪॥
ઉપનય નિસુણી બે લાલ, ગુરૂમુખે એહવા;
એ સુખભોગ બે લાલ, વિષ ખલ જેહવા ॥
ત્રૂટક—જેહવા વિષખલ અતિઅનર્ગલ, જાણિ જેણેં પરિહર્યા;
કવિરાજ શ્રીધીરવિમલસેવક, કહે નય તે ભવ તર્યા ॥૧૫॥

॥ ઇતિ કુબાડીદૃષ્ટાંત ઉપનય સઝાય ॥

---

॥ દુહા ॥

કહે પ્રભવો જંબૂ સુણો, ધન ધન તુમ અવતાર;
લઘુવયથી તુમે જાણીઓ, એ સંસાર અસાર ॥ ૧॥
એ ધન તરૂણી તરૂણ પણ, સવિ સરિખો સંયોગ;
પામીનેં વિરમો પ્રભુ, એ બળીઓ તુમ યોગ ॥ ૨॥
જે આસન્ન ભવસિદ્ધિઆ, થયા પહેલા જેહ

૧ અચરિજ ઇત્યપિ. ૨ અછે એટલે છે. ૩ તૃષ્ણા.

તેણે પણ ઇમ ન આચર્યું, અહો અહો ગુણગેહ ॥ ૩॥
વ્રત લેઈ પરણ્યા પછે, એતો મોટી વાત;
વલી વિણ ત્રિલસે જે તજો, [1]એ રહેશે યુગ વિખ્યાત ॥ ૪॥
ધન ધીરજ એ તાહરૂં, નહીં મન મોહવિકાર;
પણ માહરૂં મન ટળવળે, દેખી તુઝ પરિવાર ॥ ૫॥
કહે જંબૂ તુમે જે કહો, તેતો સાચી વાત;
પણ મ્હેં નિશ્ચયેં જાણીઉં, એ સ્વારથના સંઘાત ॥ ૬॥

॥ ઢાળ ૨૯ મી ॥

( [2]આખ્યાનની દેશી. )

ભણે જંબૂ નિસુણે પ્રભવા, કિસ્યો વિષયવિકાર;
જેહને અતિ સેવતાં, પામે દુઃખ અપાર ॥
એ ઇંદ્રિજાલ બરાબરે, સંસારનું સવિ રૂપ;
અજ્ઞાન પ્રાણી એહને, બહુ ગણે અમૃતરૂપ ॥
ત્રૂટક—બહુ ગણે અમૃતરૂપ સઘળા, કામિનીના ભોગ;
કિંપાકફલપરે અતિવિરસા, દુઃખના સંયોગ ॥
જિમ નીચ નેહા [3]ઓસત્રેહા, રાગ કુલટાનારી;
એ આથર સંધ્યારાગની પરે, વીજળી ઝબકારી ॥ ૭॥
॥ પ્રભવા સુપનસમ સંસાર રે ॥ એ આંકણી ॥
જિમ કોઈ દરિદ્રીપુરૂષ [4]રયણી, સયન સુપન મઝાર;
તિણે રાજ્ય પામ્યું જગતનું, બહુલ સમદલ પરિવાર ॥
બેહુંપાસે ચામર ચતુર ઢાળે, ધરે શિર ઉપરે છત્ર;
બહુ પાત્ર નાચે દેખી માચે, દીયે દાન પવિત્ર ॥
ત્રૂટક—પવિત્ત દેવે ભોગ સેવે, ભગતા સવિ પરિવાર;
બંદિજન [5]બિરૂદાવલી બોલે, કહે જયજયકાર ॥
ઇણિસમે ગાજ્યો ગહિર જલધર, સાંભળી તતકાલ;
જાગીઓ નિર્ધન તેણીવેલા, થયું સવિ વિસરાલ ॥પ્ર૦॥ ૮॥
જિમ કોઇ મૂરખ સુપનમાંહી, કરે શાસ્ત્ર અભ્યાસ;
સરસતી જાણે સ્વયં તૂઠી, થયો વચન વિલાસ ॥
વ્યાકરણ કાવ્ય પ્રમાણ જ્યોતિષ, નાટકાલંકાર;

---

૧ તે રહેસે જગ વિખ્યાત ઇત્યપિ. ૨ પ્રહ ઉઠી વંદુ ઇત્યપિ.
૩ ઠાર વિગેરે. ૪ રાત્રી. ૫ બિરૂદાલી ઇત્યપિ.

સિદ્ધાંત પિંગલ છંદ વેદા, ગણિત ગ્રંથ ઉદાર ॥
ત્રૂટક—ઉદારમતિશ્યું પાર પામ્યો, ધરે મનમાં માન;
મ્હેં વચન વાદે ગાલવ્યાં, સવિ વાદીઆંનાં માન ॥
૧પાઠવી બહુશિષ્યને મેં, કર્યા પંડિત રાય;
ઇમ સુપન દેખી જાગીઓ જડ, રહ્યો તે પશુપ્રાય ॥પ્ર૦॥૯॥
જિમ તરૂણ તરૂણી સુપનામાં, પરણી ધરી બહુ પ્રેમ;
નિજ નારીસાથે રમે રંગે, ગોકુલે ૨હરિ જેમ ॥
ભોગ સુખ બહુ વિલસતાં, તસ થયો પ્રૌઢો પુત્ર;
પરણાવીઓ તે તરૂણ તરૂણી, સુપીઉં ઘરસૂત્ર ॥
ત્રૂટક—ઘરસૂત્ર સુંપ્યો સુપનમાં, તવ પુત્ર પરલોકે ગયો;
આક્રંદ કીધો સયણ મેલીયા, કહે બહેની શું થયો ॥
તે કહે કન્યા સુપનકેરી, વાત ઘરમંડાણ;
સહુ સયણ અચરિજ સુણી હસીયાં, તિણે પરે એ ભવ જાણ ॥પ્ર૦॥૧૦॥
જિમ ઇંદ્રજાલિક કોઇ વિદ્યા, કલાનો સુવિવેક;
રોપીઉં થાને સહુ દેખે, અંબ તરૂઅર એક;
તતકાલમાંહિ ફલીઓ તે, ફલ્યો સઘન સછાય;
તે ઇંદ્રજાલિક દેઇ સહુને, સફલ ફલ વહેંચાય ॥
ત્રૂટક—વહેંચી દીયે ફલ તે સહુને, લહે સખર સવાદ;
પણ ભૂખ ભાજે નહી કેહની, દૃષ્ટિબંધપ્રસાદ ॥
૩તતકાલમાં વિસરાલ કીધો, તૃપતિ ન લહે કોય;
તિણીપરે બાજીગર બરાબરે, એહ ભવસુખ જોય ॥પ્ર૦॥૧૧॥
જિમ કોઈ કબાડી ગયો વનમાં, કરે કરમ અંગાર;
તિહાં જિમણ કીધું નીર પીધું, ફરી કરે અગ્નિ પ્રચાર ॥
તસ તાપ સંગે લૂક લાગી, નીર પણ નહી પાસ;
તરૂતલે સૂતો તૃષા ખૂતો, મન ધરે જલ આશ ॥
ત્રૂટક—જલ આશ વાધ્યો તાપ છાયો, તપે સર્વ શરીર;
૪સરસિંધુ તટિની દ્રહતણાં તિણે, સુપને સોષ્યાં નીર ॥
જાગીઓ તવ તિણે જોયું, પણ તૃષા ન ભાગી તાસ;

---

૧ ભણાવીને. ૨ કૃષ્ણની જેમ. ૩ હતો નહતો.
૪ સરોવર તથા સમુદ્ર.

તિણિપરે એ તનુવાન યોવન,તિશ્યોં ભવસુખ વાસ ॥પ્ર૦॥૧૨॥
જિમ કૃષ્ણ બલભદ્ર પ્રબલ પુણ્યે, સુરકરે નયર મંડાણ;
દ્વારામતી ગઢ કનકનો નવ, બાર જોયણ પ્રમાણ ॥
તિહાં વસે યાદવ કોડિ છપ્પન, બહુતેર કુલ કોડ;
ધન ધનદ સુંદર સવિ પુરંદર, કુંણ કરે તસ હોડ ॥
ત્રૂટક—તસ હોડી જોડી રામ કેશવ, વિના સઘળા લોક;
દેખતાં દહવટ નિગમ્યા, દ્વીપાયને સવિ ફોક ॥
નિજ માયતાયને બંધુ વનિતા, શરણ ન થયા કોઇ;
ક્ષણ એકમાંહિ સુપનપરે તે, ગયા તનુ ધન ખોઇ ॥પ્ર૦॥૧૩॥
વલી ભરત બાહુબલિ [1]ભડ્યા જુઓ, બંધુકેરા પ્રેમ;
જિમ સૂરિકંતા નૃપ પરદેશી, દિયું વિષ પતિપ્રેમ ॥
જિમ કોણિકેં [2]કઠપંજરે, દિઓ શ્રેણિક તાત;
નૃપ કનકકેતેં રાજ્ય લોભેં, ખામી કર્યા નિજ જાત ॥
ત્રૂટક—[3]નિજજાત જતુઘરમાંહી બાહ્યો, જૂઓ ચૂલણી માય;
ચાણાયકે જુઓ મિત્રપ્રેમે, મારીઓ પર્વતરાય ॥
જિમ ફરશુરામ સુભૂમચક્રી, કરે જાતિનો ધ્વંસ;
ઇમ જાણિ સ્વારથ સયણ સઘલા, મિલે ચતુરવતંસ ॥પ્ર૦॥૧૪॥
જિમ કોઇ નટવો રૂપ લાવે, કાન્હજીનું સાર;
રૂખમણી રાધા તિણે કીધી, સાહેલી પરિવાર ॥
વાંસલી વાઈ સરસ ગાઇ, ચતુર્ભુજ ધરી શસ્ત્ર;
બલભદ્ર શાંબ [4]પ્રજુન સાથે, પહેરી પીલાં વસ્ત્ર ॥
ત્રૂટક—તે વસ્ત્ર પીળા સકલ પરિકર, કરી બનાવ્યો વેશ;
શ્યામતાકાજે લેપ કજ્જલ, કર્યો નિજતનુ દેશ ॥
બહુદાન પામી તે વિસરજ્યો, રહ્યો કાજલ આપ;
તિણિપરેં નરભવ વેશમાંહિ, રહે પુણ્ય ને પાપ ॥પ્ર૦॥૧૫॥
ઇણિપરે પ્રભવા અછે બહુલા, ધર્મના ઉપદેશ;
જે ભવ્યપ્રાણી તેહને મન, અમૃતના [5]સંદેશ ॥
અજ્ઞાનને મને ધર્મ નાવે, અંધને દીપક યથા;
દલ વિના કારીગરકેરી, હોય મસકતે જિમ વૃથા ॥

---

૧ લડયા. ૨ કાષ્ઠપંજરમાં. ૩ નિજજાત એટલે પોતાથી ઉત્પન્ન થયેલા પુત્રને જતુઘર એટલે લાખના ઘરમાંહી. ૪ પ્રદ્યુમ્નકુમાર. ૫ ઉદ્દેશ ઇત્યપિ.

ત્રૂટક—જિમ તૃથા હોવે ધર્મ ખોવે, મૂરખજન ઉપદેશતો;
તું સુગુણ પ્રભવા ! ચતુરપ્રાણી, જૈનધર્મે રાચતો ॥
એ લાભ મુજને થયો બહુલો ધર્મે તું થયો સાખીઓ;
કવિરાજશ્રીધીરવિમલસેવક, નયે ઇણિપરે દાખીઓ ॥પ્ર૦॥૨૬॥

॥ ઇતિ દૃષ્ટાંતસપ્તક સઝાય ॥

---

॥ દુહા ॥

પ્રભવો ઇમ નિસુણી કહે, મોટો તુઝ ઉપકાર;
મુઝ તસ્કરને શીખવી, ધર્મકળા સિરદાર ॥ ૧॥
પેય અપેય ન જાણતો, ભક્ષાભક્ષ વિશેષ;
ગમ્ય અગમ્ય ન ઓળખ્યા, જીવ અજીવ વિશેષ ॥ ૨॥
તે તુઝ વચને જાણીઓ, ધર્માધર્મ વિવેક;
અંતરપટ દુરે થયા, તુઝ પ્રસાદે છેક ॥ ૩॥
જો સ્ત્રીનું મન રાખવા, પંચ દિવસ રહો ગેહ;
તો મુઝને અનુમતિ દીઓ, સંયમને ગુણ ગેહ ॥ ૪॥
રાજયોગ છે તાહરે, ઘરે રહેતાં પણ ધર્મ;
માહરે તો રહેતાંથકાં, બંધાયે બહુ કર્મ ॥ ૫॥
જિમ શ્રેણિકને ધર્મગુરૂ, થયો અનાથી અણગાર;
તેમ તુમે માહરે થયા, ઉપકારી શિરદાર ॥ ૬॥
જાવજીવ હું તુમતણો, શિષ્ય અછું ગુણખાંણ;
આજથકી માહરે થયો, જીવિત સકલ પ્રમાણ ॥ ૭॥
કહે જમ્બૂ વનિતાપ્રતિં, તુમ મને કિશ્યો વિચાર;
કહે સ્વામી તે પતિવ્રતા, ચાલે પતિ આચાર ॥ ૮॥
જેહ ભણી સંયમતણો, જો વધતો હોય રાગ;
તો વિલંબ નવિ કીજીએ, કાળ જોવેછે લાગ ॥ ૯॥
દ્રવ્યભાવ બંધનથકી, છૂટયો પ્રભવ પરિવાર;
જમ્બૂને તે વિનવે, માતપિતા પરિવાર ॥૧૦॥
એહવે [1]દિનકર ઉગીયો, કરતો વિશ્વપ્રકાશ;
બોધતરણિ પણ પ્રગટીઓ, પાપતિમિર કરે નાશ ॥૧૧॥

---

[1] સૂર્ય.

## ॥ ઢાળ ૩૦ મી ॥

(ધણરા ઢોલા—એ દેશી.)

એહ વાત નિસુણી તિહાં રે, આવે કોણિકરાય ॥ જૈનરાધરમી ॥
દેખી પ્રભવાદિક તિહાં રે, મનમાં અચરિજ થાય ॥જૈન૦॥૧૨॥
ઘરે રહીઈ તુમ કહીઈ, લાહો લઇયે ચતુર સુજાણ;
॥ ભાગ્યરાકરમી ॥ એ આંકણી ॥
તું મુજ [1]નયરનો સેહરો રે, શેઠ સકલ શિરદાર ॥જૈન૦॥
તું [2]સાહમી છે માહરો રે, દેશવિરતિ ઉરહાર ॥જૈન૦॥૧૩॥
[3]સાલિધન્ના જિણદાસકારે, વ્યવહારીસમુદાય; ॥જૈન૦॥
જેહને વારે બહુ હતારે, તેતો શ્રેણિકરાય ॥જૈન૦॥૧૪॥
માહરેતો તુઝથી [4]પરોરે, અધિકો અવર ન કોય ॥જૈન૦॥
તેહ ભણી ઘરવાસીયેં રે, સાહમું મુઝને જોય ॥જૈન૦॥૧૫॥
ઘર વસતાં પણ તુઝનેરે, લાભ અછે ગુણખાણ; ॥જૈન૦॥
જિનપૂજા પોસહ ક્રિયારે, સાધુ સુપાત્રનું દાન ॥જૈન૦॥૧૬॥
વ્રત લેઈ પરણ્યા તુમેરે, તેતો અચરિજ વાત; ॥જૈન૦॥
લોક સહુકોને હોશ્યે રે, ઉત્તમ તાહરી જાત ॥જૈન૦॥૧૭॥
માતપિતા વડ પણ થયેરે, તે પાલીજે પુત્ર; ॥જૈન૦॥
[5]પિતર ભગતિ સઘલે કહીરે, [6]શૈવે જૈનને સૂત્ર ॥જૈન૦॥૧૮॥
બાલપણાથી તુઝનેરે, ધર્મતણો મન ધ્યાન; ॥જૈન૦॥
બલિહારી તુઝ જ્ઞાનનેરે, જિનશાસન પરધાન ॥જૈન૦॥૧૯॥
તવ બોલી તિહાં સુંદરીરે, નિસુણો સાહિબ વાત; ॥જૈન૦॥
એ તુમને યુગતું નહીરે, કરિયેં ધર્મવ્યાઘાત ॥જૈન૦॥૨૦॥
જિમ શ્રેણિકમહારાજજીરે, કરતાં ધરમની શોભ; ॥જૈન૦॥
ધર્મમહોચ્છવ તિમ કરોરે, દિઓ ધરમીજન થોભ ॥જૈન૦॥૨૧॥
ઘાટ કમાઇ માહરીરે, વડવખતિં મુઝ તાત; ॥જૈન૦॥
તે બલીયા જિનધર્મનારે, જેહના જિન અવદાત ॥જૈન૦॥૨૨॥
ઇમ નિસુણી કોણિક કહે રે, સાહસિક શિરદાર; ॥જૈન૦॥
જેહવો સ્વામી સોહીયેરે, તિહાં તેહવો પરિવાર ॥જૈન૦॥૨૩॥

---

૧ નગરીનો ઇત્યપિ. ૨ સાધર્મિક. ૩ શાલિભદ્ર ધન્નાશાહ તથા જિનદાસ વિગેરે. ૪ બીજો. ૫ પિતાભક્તિ ઇત્યપિ. ૬ શૈવશાસ્ત્રમાં તથા જૈનશાસ્ત્રમાં.

કહે જંબૂ [1]આયસ દીઓરે, સંયમને મહારાય; ॥જૈન૦॥
મુનિવર સંયમ પાલતાંરે, નૃપનિષ્ઠા કહેવાય ॥જૈન૦॥૨૪॥
દીક્ષામહોત્સવ માંડીઓરે, નૃપને કરી મનોહાર; ॥જૈન૦॥
શ્રીરવિમલકવિરાજનોરે, શિષ્ય કહે અધિકાર ॥જૈન૦॥૨૫॥

---

॥ દુહા ॥

[2]ભંભસારનૃપ સુત હવે, તિહાં શ્રીકોણિકરાય;
પડહ વજાવે નયરમાં, મનમાં હર્ષિત થાય ॥ ૧॥
ગજ તુરંગ ને પાલખી, સિણગારી સવિ સાજ;
જંબૂકુમર ઘરે આવીયો, દીક્ષામહોચ્છવ આજ ॥ ૨॥
પ્રભવાને કોણિક કહે, તું મુજ બંધવ હોય;
વંધ્યનરેસરકુલતિલો, અર્ધ રાજ્ય તુજ હોય ॥ ૩॥
કહે પ્રભવો પહેલાં તુમ્હેં, જો મુજ આપત ભાગ;
તો તસ્કરની પાલમાં, સ્યાંને કરતાં લાગ ॥ ૪॥
ચોરી પણ ગુણ કારણે, આવી મુઝને એહ;
[3]ભાગ્યથકી જંબૂ મિલ્યા, ઉલસ્યો ધર્મસનેહ ॥ ૫॥
ત્યાગીને સહુકો દીયે, ઇચ્છક ન લહે કાંય;
ભરીયાને સહુકો ભરે, લોકતણો એ ન્યાય ॥ ૬॥
ઉપવાસીતો પાહુણો, તાંણે ભોજનકાજ;
[4]તિમ હું પણ ત્યાગી થયો, તો આપોછો રાજ ॥ ૭॥
તેહભણી કોણિક! સુણો, મ્હેં પામ્યો ત્રિભુવનરાજ;
નાથ થયો હું સર્વનો, નહી મુઝ [5]રાજયેં કાજ ॥ ૮॥
કોણિક ઇમ નિસુણી કહે, પ્રભવાને સુવિચાર;
દીક્ષામહોચ્છવ હું કરૂં, એ વિનતિ અવધાર ॥ ૯॥
તેહ વયણ માની કરી, કોણિકને ધરી પ્રેમ;
જિમ ઇચ્છા હોઈ તુમ મનેં, કીજે [6]ઉચ્છવ તેમ ॥૧૦॥
કહે કોણિક પ્રભવાપ્રતિં, આવો મંદિર આજ;
સવિ સામગ્રી સજ કરૂં, તુમ સંયમને કાજ ॥૧૧॥

---

૧ આદેશ. ૨ ભંભસારનૃપ એટલે શ્રેણિકરાજા તેહના પુત્ર કોણિકરાજા. ૩ ભાયગથી ઇત્યપિ. ૪ જિમ ઇત્યપિ. ૫ રાજસ્યું ઇત્યપિ. ૬ મહોચ્છવ ઇત્યપિ.

## ॥ ઢાળ ૩૧ મી ॥

### ॥ મેંદી રંગ લાગ્યો એ—દેશી. ॥

સંયમ લેવા સંચર્યારે, સાથે સવિ પરિવાર;
સંયમ રંગ લાગ્યો, રંગ લાગો ચોલમજીઠ ॥સંયમ૦॥આંકણી॥
આઠે કન્યા સામહીરે, માતપિતા તસ સાર ॥સં૦॥૧૨॥
પૂજા શ્રીજિનરાજનીરે, વિરચેં સત્તરપ્રકાર; ॥સં૦॥
[1]સુરિયાભસુરની પરેરે, નાટક વિવિધ પ્રકાર ॥સં૦॥૧૩॥
મુખમલનીલકલાલસુંરે, છાયા રથ ચકડોલ; ॥સં૦॥
ચૂઆ ચંદન છાંટણાંરે, કેસરીયા રંગ રોલ ॥સં૦॥૧૪॥
ખૂંપ ભર્યો જંબૂ શિરેરે, મોતી ઝાકઝમાલ ॥સં૦॥
સયણ વહે તિહાં પાલખીરે, ધર્મતણા ઉજમાલ ॥સં૦॥૧૫॥
સજસ્ડી સણગારીઓરે, સ્વર્ગપુરી અનુકાર; ॥સં૦॥
સુરનર જોવા આવીયારે, દીક્ષાને અધિકાર ॥સં૦॥૧૬॥
અબેલા સવિ સજ્જ કરીરે, આવ્યા કોણિકરાય ॥સં૦॥
પડહ વજાવે નયરમાંરે, ભવિમનેં હર્ષ ન માય ॥સં૦॥૧૭॥
પંચસય કુમર સણગારીયારે, પ્રભવાનો પરિવાર ॥સં૦॥
જિનધર્મના પરસાદથીરે, ચોર થયા શાહુકાર ॥સં૦॥૧૮॥
સુહિસ ગાજે [2]ઘનપરેરે, વાજીંત્ર નવનવછંદ ॥સં૦॥
જયજય શબ્દ મુખેં કરેરે, હેજે માનવવૃંદ ॥સં૦॥૧૯॥
આહલિક દાને વરસતારે, જિમ પુષ્કરજલધાર, ॥સં૦॥
ચામર છત્ર વિસજ્જતારે, ચાલ્યા જંબૂકુમાર ॥સં૦॥૨૦॥
લુંણ ઉતારે બહેનડીરે, આવે રાજદુવાર; ॥સં૦॥
વધાવે મુગતાફલેરે, રાણી [3]સોહવ નાર ॥સં૦॥૨૧॥
નારી અપચ્છર કિન્નરીરે, ગાયેં મધુરાં ગીત; ॥સં૦॥
જિનશાસન શોભાવીયેરે, તું ધન ધન સુવિનીત ॥સં૦ ૨૨॥
કર્મ [4]દલી કેવલ લહોરે, દીયે [5]ફઈઅર આશીષ; ॥સં૦॥
વડ વખતેં વ્યવહારીયારે, આવી નામે શીશ ॥સં૦॥૨૩॥
જંબૂને જોવા ભણીરે, સોભાગી સસનેહ; ॥સં૦॥

---

૧ રાજપ્રશ્નીયસૂત્રમાં વર્ણવેલ સૂર્યાભદેવ(પ્રદેશીરાજાનો જીવ)ની જેમ.
૨ ઘન=વરસાદ. ૩ સોહવ=સુહાસિની સવાસણ (સધવા).
૪ દલિ=દલિને દહી ઈત્યપિ. ૫ ફઈ અત્તર ઈત્યપિ.

નવબારી નગરી હતીરે, થઇ સાંકડી તેહ ॥સં૦॥૨૪॥
થાવચ્ચાસુતની પરેરે, જિણિપરે મેઘકુમાર; ॥સં૦॥
તિણિપરે મહોચ્છવ [1]જાણજોરે, જ્ઞાતાસૂત્રમઝાર ॥સં૦॥૨૫॥
ઇમ ઉચ્છવ કરતાંથકાં રે, પરવરિયા પરિવાર; ॥સં૦॥
ગુણશીલચૈત્યે આવીયારે, જિહાં સોહમગણધાર ॥સં૦॥૨૬॥
રથ તુરંગમ ગજ ઘટારે, સવિ ઉભા શિરદાર; ॥સં૦॥
નયવિમલ [2]કહે એહનોરે, ધન જગમાં અવતાર ॥સં૦॥૨૭॥

---

## ॥ દુહા ॥

નિજવાહનથી ઉતરી, આવે શ્રીગુરૂપાસ;
વંદન વિધિશ્યું સાચવી, બેઠા મન ઉલ્લાસ ॥ ૧ ॥
દ્રવ્યભાવ [3]બેહુ ભેદશ્યું, વંદે જિનવર દેવ;
ભૂષણભૂષિત દેહશ્યું, સવિ પરિકરેં સસનેહ ॥ ૨ ॥
[4]સાસુ સસરા ને વહુ, આઠ ત્રિગુંણ ઇમ ચોવીશ;
ઋષભદત્ત ને ધારિણી, જંબૂશ્યું સગવીસ ॥ ૩ ॥
જાણે ગુણ અણગારનાં, દેહધારક સાક્ષાત;
પચ્ચસયાં પ્રભવાતણો, જે પરિકર વિખ્યાત ॥ ૪ ॥
કોણિક પ્રભવા આદિદે, વ્યવહારી સમુદાય;
જિન વંદીને ભાવશ્યું, પ્રણમે સોહમપાય ॥ ૫ ॥
તવ સોહમગણધર કહે, કૂણું ઇશાન નિવેશ;
તે અનુમતિ માગી અહો, શ્રીજિનવરનો વેશ ॥ ૬ ॥
તવ અશોકતરૂ તળે, જઇ આભરણ ઉતારી;
વેશ ગ્રહે મન હર્ષશ્યું, પ્રભવો જંબૂકુમાર ॥ ૭ ॥
કહે કોણિકનૃપ પ્રભુપ્રતિં, શિષ્યદાન દિઉં આજ;
દીક્ષા ભવનિસ્તારિણી, દિઓ એહને ગુરૂરાજ ॥ ૮ ॥
તવ દૃઢમન કરવા ભણી, પુછે સોહમસ્વામ;

---

૧ જાણિયેં રે ઇત્યપિ. ૨ કવિ ઇત્યપિ. ૩ દોય ઇત્યપિ.

૪ જંબૂસ્વામિની આઠ સ્ત્રીઓ ને આઠ સાસુઓ તથા આઠ સસરાઓ (આઠ સ્ત્રીઓના માતાપિતા ૧૬) એ આઠને ત્રણગુણા કરવાથી ૨૪ તથા જંબૂકુમારના માતાપિતા શ્રીઋષભદત્ત ને ધારિણી એવં ૨૬, સત્તાવીશમા જંબૂસ્વામી તથા ૫૦૦ ચોર એ પ્રમાણે ૫૨૭ જણે સાથે દીક્ષા લીધી.

સંયમકામે થાયવો, વીસવસા સાવધાન ॥ ૯ ॥

## ॥ ઢાલ ૩૨ મી ॥

( આજ સખી મન મોહનો—એ દેશી. )

તવ સોહમગણધર કહે, સહુને હિતકામે;
ઋષભદત્ત આદે કરી, નિસુણે શિરનામી ॥
એ દુષ્કર આલંબવું, વચ્છ ! દુષ્કર ધરવું;
વિણ પ્રવહણ નિજબાહુસ્યું, જલનિધિનું તરવું ॥ ૧૦ ॥
પંચમહાવ્રત પાળવાં, નિતુ ત્રિકરણશુદ્ધિ;
દશવિધ ધર્મ આરાધવો, મન ઋજુતા બુદ્ધિ ॥
ગચ્છપરંપર ચાલવું, અહનિશ ગુરૂસેવા;
ગુરૂઆણા નિત ધારવી, જિમ મીઠા મેવા ॥ ૧૧ ॥
વિનય વિવેક કરી ઘણો, ગુરૂસ્યું મન મેલી;
તત્ત્વ હિતાહિત વાતસ્યું, નિજ મનડું ભેલી ॥
વચને સંતોષે સહુ, જિમ જલધરધારા;
ગુરૂમનડું રાજી કરી, લહે આગમપારા ॥ ૧૨ ॥
[1]સમુદાણીવૃત્તિં કરી, જે એષણશુદ્ધિ;
[2]ગ્રાસ લીયે દેહ ધારવા, નહી લંપટબુદ્ધિ ॥
અણમિલતે [3]ઉંણો નોહે, મિલે ગર્વ ન ધારે;
સહુસ્યૂપી સમતા ધરે, અંગિત આકારે ॥ ૧૩ ॥
સર્વ સહે પૃથવીપરે, એ લક્ષણ ધરવું;
પ્રવચનમાતા આઠ જે, તસ ચિંતન કરવું ॥
ગૃહી પ્રસંગ કરવો નહી, સાવદ્ય ન કહેવું;

---

૧ ધનની અપેક્ષાવડેકરી ઉત્તમકુળમાં તથા અધમકુળમાં ભીક્ષામાટે પર્યટન કરે તેનું નામ સમુદાની ગોચરી કહેવાય છે એવીરીતે શ્રીદશવૈકાલિકસૂત્રવૃત્તિમાં કહ્યું છે. અહિં ઉત્તમકુલ એટલે ઘણી ઋદ્ધિવાળા ઘર તથા અધમનીચકુળ એટલે ધનવિનાના દરિદ્રિના ઘર સમજવા પણ અધમ અને નીચ શબ્દથી નીચજાતિવાળા ગ્રહણ કરવા નહિ કેમકે શ્રીદશવૈકાલિક સૂત્રમાં કહ્યું છે કે—**पडिकुट्ठं कुलं न पविसेइ** ઇત્યાદિ પ્રતિવિદ્ધં કુલં ન પ્રવિશેદિતિ તાત્પર્યમ્. ૨ કોળીઓ. ૩ ઉણો એટલે દુહવાયનહિ=મનમાં ખેદ ન ધરે.

આપડાહાપણ ગોપવી, ગુરૂવચનેં રહેવું ॥ ૧૪ ॥
જાવજજીવ ગુરૂસેવના, કરતાં તપ સાધે;
દશવિધ વૈયાવચ્ચ કરે, તો જગે જશ વાધે ॥
પરીસહ સઘલા જીપવા, કરૂણા દિલ આણે;
નિશ્ચય ને વ્યવહારશ્યું, સમયાદિક જાણે ॥ ૧૫ ॥
વિષયકષાયને વારવા, દૂર કરે પરમાદ;
હસિતવદન હેજાલૂઉં, હોઈ વચને સવાદ ॥
ધર્મ લહે ભવિ દેખીને, તે મુદ્રા ધારે;
ઇમ આપોપું તારતો, પરને પણ તારે ॥ ૧૬ ॥
કપટે ધર્મ ન આચરે, ન ધરે [1]બકમાયા:
શત્રુમિત્ર સરખે મને, સમ રંક ને રાયા ॥
અનિયત વાસ વસે સદા, જે અપ્રતિબંધ;
આધાકર્માદિક ન હયેં, થાપન પ્રતિબંધ ॥ ૧૭ ॥
વચ્છ ! ચારિત્ર તેહનું સહી, જે નિજ અજુઆલે;
સિંહપણે જે આદરી, સિંહનીપરે પાલે ॥
શ્યું સંયમ લીધા માટે, સંસાર તરીજે;
માલનપણેં ભારે હોઇ, જિમ કંબલ ભીજેં ॥ ૧૮ ॥
સાહમાં છિદ્ર જોઇ ઘણાં, [2]ગુરૂઆદિકકેરાં;
શીખ દીયંતાં રીસવે, અવગુણ અધિકેરાં ॥
રીસેં ધડહડતા રહે, વહે [3]આપ મુરાદે;
એકાકી નિજચિત્તશ્યું, સેવે પ્રમાદ ॥ ૧૯ ॥
કથન ન માનેં [4]કેહનો, જિમ વાંકા ઘોડા;
મુદ્રા પણ તેહવી ધરે, જિમ બાંભણ તોડા ॥
આગમ અર્થ લહી કરી, હોયે ગુરૂથી વાંકા;
[5]મસકજલોકાની પરે, દુ:ખદાયક ડાંકા ॥ ૨૦ ॥
તેહભણી પ્રભવા ! સુણો, છો ધર્મના અરથી;
ભક્તિવંત ભદ્રક મનેં, લાજે જે પરથી ॥
દીક્ષા ગ્રહી તેહની ખરી, જે સમતા આણે;
ઈહભવ પરભવ કેરડાં, તે સવિ સુખ માણે ॥ ૨૧ ॥

---

૧ બગલાભગતની જેમ ન કરે. ૨ ગુરૂત્વાદિક ઈત્યપિ.
૩ આપમતી. ૪ કોઈનું ઇત્યપિ. ૫ મસક તે જળો.

જો મનડું સૂધું હોઈ, તો લેજયો દીક્ષા;
[1]સોવન કસવટની પરે, સહેવી છે શિક્ષા ॥
નિત નિત એછે સૂઝવું, સંયમને ઠામેં;
[2]વીસવસા આવ્યું હોઈ, જો નિજ મન ઠામેં ॥ ૨૨ ॥
હિતશિક્ષા ઇમ સાંભલી, [3]શ્રીસોહમકેરી;
સંઘ સકલ સોભાગીઓ, રહ્યા ગુરૂને ઘેરી ॥
વાજાં જયતતણાં તિહાં, અતિગુહિરાં ગાજે;
નયવિમલ કહે જૈનની, ઠકુરાઇ છાજે ॥ ૨૩ ॥

---

## ॥ દુહા ॥

તવ જંબૂ પ્રભવો કહે, સિર [4]ચઢાવી તુમ્હ શિખ;
પરિવારે પણ આદરી, આપો અમને દીક્ષ ॥ ૧ ॥
ઋષભદત્ત આદે કરી, પંચસયાં પરિવાર;
કન્યાનાં માતાપિતા, કન્યા આઠ ઉદાર ॥ ૨ ॥
કોણિકનૃપ પણ કરગ્રહે, વાસતણો તે થાલ;
વાસ ઠવે શિર ઉપરે, કરૂણાવંત કૃપાલ ॥ ૩ ॥
વાજાં વાગ્યાં જયતનાં, ચઢીયું કાર્ય પ્રમાણ;
જિનશાસન સોહાવીઓ, ધર્મતણો મંડાણ ॥ ૪ ॥
૧ ૨ ૩ ૪ ૫
પ્રભુતા ઋજુતા વિનયતા, સમતા મૃદુતા જાણ;
૬ ૭
ઔદાસીન્ય નિરીહતા, ધૈર્યોદાર્ય પ્રમાણ ॥ ૫ ॥
એ આઠે વનિતા તિહાં, પરણાવે સહુ સાખી;
જિણિંદિન જંબૂકુમારને, શ્રીસોહમ હિતદાખી ॥ ૬ ॥

## ॥ ઢાળ ૩૩ મી. ॥

॥ મેડી ઉપરે મેહ ઝબૂકે વીજળી હોલાલ ઝરૂખે એ—દેશી ॥

શ્રીકોણિકનૃપ રાય મહોચ્છવ તવ કરે હોલાલ મહોચ્છવતવ૦
જયજય જય જસવાદ જગતમાં વિસ્તરે હોલાલ જગતમાં૦
આવનાચંદનવાસ સોહમગુરૂ સિર ઠવે હોલાલ સોહમ૦

---

૧ સોનું મે કસૌટી. ૨ વિશ્વાસ ઇત્યપિ. ૩ શ્રીસુધર્માસ્વામીની ૪ ચાઢી ઇત્યપિ.

શિવવધૂ કામણકાજે જાણું ચૂરણ ભવે હોલાલ જાણું૦ ॥૭॥
વાજે તાલ કંસાલ મૃદંગ ગુહિર સિરે હોલાલ મૃદંગ૦
ઢોલ નીસાણ અસંખ [1]સુશંખ મધુરે સરે હોલાલ સુસંખ૦
નવરંગ નેજા જોડિકે તાજા ફરહરે હોલાલ કે તાજા૦
દુંદુભિ ભુંગલ નાદકે ભેરી ભરહરે હોલાલ ભેરી૦ ॥૮॥
નાટક નવનવચ્છંદ ભગતિશ્યું ભેલવી હોલાલ ભગતિ૦
રાગ સુરંગ તરંગ કરે તાલ મેલવી હોલાલ કરે૦
વરસે અઢલિક દાન [2]માંનશ્યું નરવરા હોલાલ માંન૦
જલધરપરેં શુભ મજ્ઞ કરીઉં રણધરા હોલાલ કરી૦ ॥૯॥
ઘરે ઘરે ઉચ્છવ રંગ સુરંગ વધામણા હોલાલ સુરંગ૦
ધન ધન મુખે જલપન્તી લીયે સહુભાંમણાં હોલાલ લીયે૦
તરીયાં તોરણ બારે બંધાવે ઘરે ઘરે હોલાલ બંધાવે૦
કુંકુમના રંગરોલ કરે પુરપરિસરે હોલાલ કરે૦ ॥૧૦॥
શોધે [3]કારાગાર [4]અગાર સોહાવીયા હોલાલ અગાર૦
વાધ્યો મન ઉચ્છરંગ થયા સહુ ભાવીયા હોલાલ થયા૦
સુખીયા સહુકો લોક દુઃખી તિહાં કો નહી હોલાલ દુઃખી૦
[5]દેવધમગુરૂપુણ્યપસાયે તે લહી હોલાલ પસાયે૦ ॥૧૧॥
ઠવણી ચવરી માંડી સિંહાસન વેદિકા હોલાલ સિંહા૦
સંયમગુણના પાશ દુરિતતમભેદિકા હોલાલ દુરિત૦
વ્રતઆલાપકપાઠ વેદધ્વનિ ઉચ્ચરે હોલાલ વેદ૦
જિનવરભગતીપ્રદીપ તેજ જગેં વિસ્તરે હોલાલ તેજ૦ ॥૧૨॥
સમકિત મુકુટ બનાયકે આણા સિર પાઘડી હોલાલ આ૦
દેશવિરતિ શિરબંધ બનાએ ગુણ જડી હોલાલ બનાયે૦
વિવિધપ્રકારેં દાન દિયે તે નવનવા હોલાલ દિયે૦
પહેરી અવલકબાંય કહે જિનગુણ નવા હોલાલ કહે૦ ॥૧૩॥
અષ્ટમહાસિદ્ધિ નારી અનોપમ ગુણ ભરી હોલાલ અનો૦
જંબૂકુમર તેંણિવાર [6]ઘણેહેતેં વરી હોલાલ ઘણે૦
વસ્ત્ર વિવેક સુતેજ કૃપારસ છાંટણાં હોલાલ કૃપા૦

---

૧ ધ્વનિં ઈત્યપિ વાજેં ઈત્યપિ. ૨ બહુમાનશ્યું ઈત્યપિ.
૩ કારાગાર(કેદખાના)માંથી કેદીયોને છૂટા કર્યા. ૪ અગાર=ઘર.
૫ દેવગુરૂ ને પુણ્ય પસાયેં ઈત્યપિ. ૬ ઘણેહેજેં ઈત્યપિ.

ઔદાસીન્ય [1]મહોલ દયા દમ [2]ગરહણાં હોલાલ દયા૦ ॥૨૪॥
[3]આગમ અક્ષયનિધાન બહુત ધન આપીઉં હોલાલ બહુત૦
સુમતિસાહેલીસાથે યુતકદાન થાપીયું હોલાલ યુતક૦
મૈત્રીભાવસુભાવ શય્યા સાજે સજી હોલાલ શય્યા૦
રથ શીલાંગ અઢાર તુરંગ વહિલિં યુંજી હોલાલ તુરંગ૦ ॥૨૫॥
પરગુણપક્ષસમુદાય દીપક તે જલહલે હોલાલ દીપક૦
શમરસ સરસ સુગંધ બહુલ સુધા મિલે હોલાલ બહુલ૦
જાનઈયા પરિવાર પૂરવ મુનિવર ઘણા હોલાલ પૂરવ૦
જ્ઞાનામૃત [4]કંસાર સવાદ સોહામણો હોલાલ સવાદ૦ ॥૨૬॥
ઇત્યાદિક બહુ સાજ સજી સંયમ વર્યા હોલાલ સજી૦
જંબૂકુમર મુનિરાજ થયા સવિ પરિવર્યા હોલાલ થયા૦
જિનશાસન ઉદ્યોત થયો જગમાં ઘણો હોલાલ થયો૦
જયજયકાર ઉદાર મનોરથ મનતણો હોલાલ મનો૦ ॥૨૭॥
ગાયે મંગલરાસ ભગતીશ્યું ભામિની હોલાલ ભગતી૦
ભરી ભરી મોતી થાલ વધાવે કામિની હોલાલ વધાવે૦
ધન વેળા ધન આજ દિવસને [5]યામિની હોલાલ દિવસને૦
ધન ધન એ વર નારી થયાં જગેં સામિની હોલાલ થયાં૦ ॥૨૮॥
પહેલાં અચરિજ વાત કરી જગમાં અછે હોલાલ કરી૦
શીલ ધરી ગુરૂસાખે તુમ્હેં પરણ્યા પછેં હોલાલ તુમ્હેં૦
એહથકી વલી અધિક કર્યું જગમાં હવે હોલાલ કર્યું૦
કંચન કામિની છોડી સહુ ઇણિપરેં સ્તવે હોલાલ સહુ૦ ॥૨૯॥
ઇણિપરે સંયમભારધુરાધર ધીધલા હોલાલ ધુરા૦
શ્રીસોહમગણધાર મનોરથ સીધલા હોલાલ મનો૦
ધીરવિમલકવિરાજતણો સેવક કહે હોલાલ તણો૦
નયવિમલ ઉપદેશ કહે સોહમ હવે હોલાલ કહે૦ ॥૩૦॥

---

॥ દુહા ॥

પંચમહાવ્રત પાળવા, દિઇં શ્રીગુરૂ ઉપદેશ;
સવિ થિર મન કરવા ભણી, સૂધો સંયમવેશ ॥ ૧॥

---

૧ મહેલ. ૨ ઘરેણાં. ૩ અગમ ઇત્યપિ. ૪ કંસાર=લાપશી. ૫ રાત્રી.

નિરતિચારપણું કરી, જે પાળે મનશુદ્ધ;
વ્રત લીધો તેહનો ખરો, જસ મન [1]ઋજુતા બુદ્ધ ॥ ૨॥
સિંહપણે વ્રત આદરી, વિચરે સિંહસમાન;
સમતાશ્યું સૂધો રહે, ધર્મકાર્ય સાવધાન ॥ ૩॥
ગુરૂશિક્ષાએ ચાલતો, અહનિશ કરે સજઝાય;
ઇંગિત આકારે હોઇ, તે મુનિરત્ન કહાય ॥ ૪॥
આપ તરે પર તારવે, સમઝાવે નરનાર;
રોહિણીસમ તે દાખીયા, તે સૂધા અણગાર ॥૫॥
કહે કોણિક દાખો પ્રભુ !, તે રોહિણીપ્રબંધ;
કહે સોહમ [2]જંબૂ ભણી, સુખદાયક સંબંધ ॥ ૬॥

## ॥ ઢાલ ૩૪ મી ॥

( મગધદેશ કો રાજરાજેસર—એ દેશી. )

કહે સોહમ જંબૂ ઉદ્દેશી, નિસુણે પરષદ ભાવે;
ભાવ સંયમ મનશુદ્ધે પાળે, ઇહ પરભવ સુખ થાવેરે ॥ ૭॥
॥ ભવિકા ! સુણીએ એ હિત વાણી ॥ એ આંકણી ॥
મગધદેશ રાજગૃહીનયરે, શેઠ ધનાવહ નિવસે;
ધારિણી નામે તસ ઘરે વનિતા,જસ દેખી જન વિકસેરે ॥ભ૦॥ ૮॥
ચ્યારે પુરૂષારથપરે તસ સુત, ધન ધનપાલ ધનદેવ;
ધનદત્ત ધનરક્ષિત એ ચ્યારે, કરતા જનકની સેવરે ॥ભ૦॥ ૯॥
તાતેં તે વહુઅર પરણાવી, ઉત્તમકુલની ચ્યાર;
એકદિન શેઠ વિચારે મનમાં, દીજે જસ ઘરભારરે ॥ભ૦॥૧૦॥
સવિ પરિજન તેડી બહુમાનેં, અશનાદિકશ્યું પોષી;
ચ્યાર વહુને દીયેં સહુ સાખે,[3]પંચ વ્રીહીકણ જોખી રે ॥ભ૦॥૧૧॥
જબ માગું તવ મુઝને દેજો, કીધો પરિજન સાખી;
પ્રથમ વહુ નિધરોલપણાથી, લે કણ [4]આપે નાંખીરે ॥ભ૦॥૧૨॥
રસલોલુપથી બીજીએ ખાધા, પૂર્વાપર ન વિચાર્યું;
ત્રીજીએ થાપણમાંહિ રાખ્યા, શેઠ કહ્યું ચિત્ત ધાર્યું રે ॥ભ૦॥૧૩॥
ચોથી ચતુરા ઇમ વિચારે, એ કણ નહી સામાન્ય;
કોઇક હિતકારણ સસરેંજી, આપ્યા પંચ પ્રધાનરે ॥ભ૦॥૧૪॥

---

૧ સરળતા. ૨ જંબૂપ્રતિં ઇત્યપિ. ૩ પાંચ પાંચ શાલિકણ.
૪ દીત્રેં નાખી રે ઇત્યપિ.

નિજ પીહર બહુયતનેં વવરાવ્યા, પંચ વરસ લગે તેહ;
સુભિક્ષ સુવાય સુરક્ષક હેતેં, બહુ ફલીયા કણ તેહરે ॥ભ૦॥૧૫॥
પાળી સેઇ મૂઠક દો ત્રિણ, યાવત શત પરિમાણ;
એકદિવસ શેઠ કહે વહુઅરને, તે કણ આપો આણીરે ॥ભ૦॥૧૬॥
વિલખેં વદનેં વહુઅર પહેલી, કહે કણ મ્હેં નાંખ્યા;
ઉજ્ઝિયા નામે કહીને સૂંપે, [1]મધ્યમ પૂંજો રક્ષારે ॥ભ૦॥૧૭॥
પહેલીપરે બીજી પણ આવી, કહે તે કણ મ્હેં ખાધા;
ભોગિયા નામે [2]રસવતીકામે, રાંધણ કરમે લાધારે ॥ભ૦॥૧૮॥
મૂલનીમી થાપણથી દીધા, ત્રીજીએ કણ તેહ;
ગુસે સર્વ [3]ગ્રહણાદિક સૂંપે, રક્ષાને ધરી નેહરે ॥ભ૦॥૧૯॥
બોલાવી તવ ચોથી વહુઅર, મરકલડા કરી બોલે;
સુસરાજી ! તે કણના [4]મૂઢા, બંધાણા મેરૂતોલેરે ॥ભ૦॥૨૦॥
રોહણાચલપરે વૃદ્ધિ કરંતી, એતો રોહિણી નામ;
લહુડી પણ સઘલાથી દાઢી, એ ઘરમાંહી પ્રધાનરે ॥ભ૦॥૨૧॥
શેઠ સુગુરૂ શિષ્ય વહુ તે જાણો, સંઘ સકલપરીવાર;
પંચમહાવ્રત પંચ કણોપમ, સહુ સાખે સુખકારરે ॥ભ૦॥૨૨॥
વ્રત લેઈને જેણેં નાંખ્યા, મધ્યમ કામે લાગા;
દાસથકી તે દુઃખીયા દીસે, [5]સંયમવસનેં નાગારે ॥ભ૦॥૨૩॥
વ્રતનેં ઓલે પેટ ભરાઈ, જેહ કરે તે ઘહેલા;
બીજી વહૂઅર સંયમહીણા, ગારવરજસ્યું મેલારે ॥ભ૦॥૨૪॥
આપતરે નિજ મનડું રાખી, પણ નવિ પરને તારે;
જ્ઞાનાદિકગુણહીણા લીણા, ત્રીજી વહુ [6]ગુણધારેરે ॥ભ૦॥૨૫॥
દર્શનજ્ઞાનચારિત્રપવિત્રગુણ, ભરિયા બહુજન તારે;
યુગપ્રધાન ગણધરપદ પામે, રોહિણી સમ હિતકારરે ॥ભ૦॥૨૬॥
જ્ઞાતાસૂત્રે સાતમે ઝયણેં, એહ સંબંધ પ્રકાશ્યો;
વ્રત લેઇને જે ઇમ રાખે, તેહને જિનમત વાસ્યોરે ॥ભ૦॥૨૭॥
તેહભણી પ્રભવાદિક સહુ એ, આરાધો મન ઠામે;
રોહિણીપરે ઇહપરભવેં સુખીયા,થાએ જિમ અભિરામરે॥ભ૦॥૨૮॥

---

૧ ઘરમાંથી કચરો કાઢવો. ૨ રસોઇ કરવાની. ૩ ઘરેણા વિગેરે સુંપ્યા. ૪ સોલમણનો એક મૂડો થાય. ૫ સંયમરૂપ વસ્ત્રથી નાગા તથા સંયમવચનેં ભાગારે એમ પણ છે. ૬ ગુણુસારી ઇત્યપિ.

એહ દૃષ્ટાંત સુણી સવિ પરિષદ્, પામી પરમાણંદ;
શ્રીરવિમલકવિશિષ્ય કહે નય, ગુરૂસેવો સુખકંદરે ॥૭૦॥૨૯॥

## ॥ દુહા ॥

ઇમ શ્રીગુરૂના મુખથકી, વચનસુધારસ સાર;
પીધું કરણપુટે કરી, ભાવસહિત હિતકાર ॥ ૧ ॥
વંદી નિજઘરે આવીયા, શ્રીકોણિક નરનાર;
સોહમગણપતિ તિહાંથકી, કરે [1]અનત્થ વિહાર ॥ ૨ ॥
સારણ વારણ ચોયણા, પડિચોયણા સુશીખ;
જંબૂમુનિને શીખવે, પાલે નિર્મલ દીખ ॥ ૩ ॥
પ્રભવા પંચસયપરિકરા, નિરમલ ગુણની ખાણ;
શિષ્ય કરીને સૂંપીયા, જંબૂને હિત આણી; ॥ ૪ ॥
સોલેં વરસેં આદર્યો, સૂધો સંયમભાર;
વીશવરસ ભણતાં થયા, તવ થયા શ્રુતભંડાર ॥ ૫ ॥
ચૌદપૂર્વધારી થયા, જંબૂ મુનિવરસ્વામી;
યુગપ્રધાનપદવી તિહાં, આપે સોહમસ્વામી ॥ ૬ ॥

## ॥ ઢાળ ૩૫ મી ॥

( લાછલદે માત મલ્હાર—એ દેશી. )

શ્રીસોહમગણધાર, કીધા નિજ પટધાર;
આજહો નેહેં રે શુચિ દેહેં જંબૂસ્વામીનીજી ॥ ૭॥
વીરથકી નિર્વાણ, વીશવરસ પરિમાણ;
આજહો વરીયા રે શિવરમણી સોહમગણધરૂજી ॥ ૮॥
[2]જિનમતકજદિનકાર, તસ પટ શોભાકાર;
આજહો ધોરી રે સહકારી પ્રભવો જેહનોજી ॥ ૯॥
હરખ્યા સવિ ભવિલોક, જિમ [3]પ્રહસમયે કોક;
આજહો સહેજે રે આનંદી દરિસણ જેહનોજી ॥૧૦॥
સોભાગિશિરદાર, સુવિહિતમુનિ આધાર;
આજહો સોહે રે મનમોહે સવિ ભવિજનતણાજી ॥૧૧॥
અપ્રતિબદ્ધવિહાર, શમરસગુણભંડાર;

---

૧ અન્યત્ર બીજે ઠેકાણે. ૨ જિનમત કમલમાં સૂર્ય. ૩ પ્રભાતે.

આજહો રાગે રે વયરાગી [1]જનતા રીઝવેજી ॥૧૨॥
વિચરે દેશવિદેશ, દિયે બહુલા ઉપદેશ;
આજહો કરતા રે નિજચરણે પાવન એ [2]ધરાજી ॥૧૩॥
તેજપ્રતાપ પડૂર, સૂરજપરે જસ નૂર;
આજહો ભેદે રે [3]વચકિરણે કુમતતમોભરાજી ॥૧૪॥
સોમવદન ગુરૂરાજ, પુણ્યતણો વડ ઝહાજ;
આજહો તારે રે દુઃખ વારે બાંહિ ગ્રહી કરીજી ॥૧૫॥
સાતે ઇતિ શમંત, જિહાં વિચરે મુનિકંત;
આજહો અઢીય જોયણ પરિમાણે મનોહરૂજી ॥૧૬॥
[4]અંબર નિર્મલ જાસ, [5]સ્વેદ મેલ નહિ વાસ;
આજહો ન પડે રે યૂકાદિક જસ અંગે સહીજી ॥૧૭॥
અતિશય ચ્યાર ઉદાર, યુગપ્રધાન સહચાર;
આજહો વાને રે બહુમાને કંચન જીપતાજી ॥૧૮॥
ચઉદપૂરવધર સાર, પ્રભવો નિજપટધાર;
આજહો થાપે રે તિહાં વ્યાપે જસ જગમાં ઘણોજી ॥૧૯॥
જંબૂ જુગહપ્રધાન, પામ્યા કેવલજ્ઞાન;
આજહો [6]સોવનકજ ઉપરે બેઠા ઉપદિશેજી ॥૨૦॥
પદવી યુગપ્રધાન, વરસ ચુંમાલીસ માન;
આજહો જંબૂ રે લટકાળી શિવરમણી વર્યાજી ॥૨૧॥
વર્ષ એંશી પરિમાણ, આયુ સકલ શુભધ્યાન;
આજહો વરસે રે ચોસઠે(૬૪) વીરથકી થયાજી ॥૨૨॥
ઇણિપરે જંબૂસ્વામી, ગાયો ગુણઅભિરામ;
આજહો નેહે રે નયવિમલે ભાવ ધરી ઘણોજી ॥૨૩॥

---

## ॥ દુહા ॥

જંબૂ શિવ પામ્યા પછી, દશકો ગયો વિચ્છેદ;
મનઃપર્યવ[1] પરમાવધી[2], આહારકતનુ[3] ભેદ ॥ ૧ ॥
લબ્ધિપુલાક[4] ઉપશમ[5]ક્ષપક[6], શ્રેણિ કેવલ[7]નાણ;

---

૧ જનતા એટલે જનસમૂહ. ૨ ધરા=પૃથ્વી. ૩ વચનકિરણે.
૪ અંબર=વસ્ત્ર. ૫ પરસેવો. ૬ સુવર્ણકમલ.

સંયમત્રિક જે આગલ્યા, જૈનકલ્પ નિર્વાણ ॥ ૨ ॥
મુઝકારણ ઇણિ જમ્બૂએ, છોડી આઠે નાર;
આજથકી કોઇ ભરતનો, હું ન કરૂં ભરતાર ॥ ૩ ॥
સિદ્ધિવધૂ ઇમ ચિંતવી, ધરે પતિવ્રતા લાગ;
જંબૂસ્વામીતણો મહા, એ અનોપમ સોભાગ ॥ ૪ ॥
ત્રીશવરસ ગૃહવાસમાં, વ્રતે ચુંમાલીસવરસ;
યુગપ્રધાન એકાદશ, એમ પંચાશી વર્ષ ॥ ૫ ॥
વીરથકી પણહુત્તરે(૭૫), વરસેં પ્રભવો સ્વામી;
સુરપદવી તે પામીયા, એ સવિ આયુપ્રમાણ ॥ ૬ ॥
[1]દુઃષમાયંત્રકમાનથી, પ્રભવસ્વામીનું આય;
પંચાધિકશત વરસનો, કિહાંઇક એમ કહાય ॥ ૭ ॥
તસ અનુસારેં પ્રભવને, પંચસયાની સાથે;
લેખે ગણતાં ઇમ મિલે, જંબૂસ્વામીને હાથે ॥ ૮ ॥
વર્ષ પંચાશીને મેળે, સંયમ જમ્બૂ પાસ;
વીશ વર્ષ પછી આદર્યું, પ્રભવે મન ઉલ્લાસ ॥ ૯ ॥
ઇમ બહુગ્રંથે એહનો, વિસ્તારે અધિકાર;
મહાવિદેહમાં સીઝશે, પ્રભવો એક અવતાર ॥ ૧૦ ॥

## ॥ કલશ ॥

( શાંતિજિન ભામણે જાઉં એ—દેશી. )

ધન ધન જમ્બૂ મુનિવર રાયા, હું પ્રણમું તસ પાયા બે;
કંચન કોડી કામિની છોડી, સંયમશું મન લાયા બે ॥ધ૦॥૧૧॥
શીલવંત સિર મુગુટ વિરાજિત, જગ જસવાદ ગવાયા બે;
સોભાગી ગુણવંત મહામતિ, નામેં નવનિધિ પાયા બે ॥ધ૦॥૧૨॥
તપગચ્છનાયક [2]સવિ સુખદાયક, શ્રીવિજયપ્રભસૂરિરાયા બે;
જસ આણા મનવંછિતપૂરણ, કલ્પતરૂની છાયા બે ॥ધ૦॥૧૩॥
આચારજ જસવંત સૂરીસર, મુનિજનને સુખદાયા બે;
જસ [3]પ્રતિભાસિંહનાદ સુણીને, વાદીહાથી મનાયા બે ॥ધ૦॥૧૪॥
તસ ગચ્છ શોભાકારક જાણો, શ્રીવિનયવિમલકવિરાયા બે;

---

૧ શ્રીદુષ્ષમાસંઘસ્તોત્ર શ્રીમદ્ધર્મઘોષસૂરીશ્વરે રચેલ છે. ૨ શિવ ઇત્યપિ. ૩ પ્રતિભા=બુદ્ધિ.

કલિયુગમાં પૂરવમુનિઓપમ, શમરસપૂરિતકાયા એ ॥ધ૦॥૧૫॥
સમ્પ્રતિ વિજયમાન તસ સેવક, ધીરવિમલકવિરાયા એ;
તસ સેવક નયવિમલે મતિશ્યું, જંબૂગણધર ગાયા એ ॥ધ૦॥૧૬॥
પાંત્રીશ ઢાલે કરીને રચીઓ, રાસ સરસ અધિકારે એ;
શ્રોતાજનને અતિસુખદાયક, [1]થિરપુરનયર મઝારે એ ॥ધ૦॥૧૭॥
[2]વસુકૃશાનુજલનિધિશશિ વરસેં, એહ ચઢયો સુપ્રમાણે એ;
માર્ગશીર્ષસિત તેરશીદિવસે, શશિસુત વાર વખાણુએ ॥ધ૦॥૧૮॥
કુશલવિજય પંડિત સંવેગી, તાસ કહણથી કીધો એ;
જંબૂસ્વામીતણો લવલેશે, એહ સંબંધ મ્હેં સીધો એ ॥ધ૦॥૧૯॥
એહ નિસુણી દૃઢશીલ જે થાવે, તાસ જન્મ સુપ્રમાણ એ;
ભણતાં સુણતાં મંગલમાલા, નિત નિત કોડી કલ્યાણ એ॥ધ૦॥૨૦॥

॥ ઇતિ શ્રીજંબૂકુમારરાસ સંપૂર્ણ ॥

સર્વગાથા ૬૦૮ ॥ ગ્રન્થાગ્રન્થ શ્લોક. ૧૦૩૫ ॥ શ્રીરસ્તુ.



૧ આ થિરપુરનગર તે વાવથરાદ તરીકે ઓળખાય છે તે થરાદ હોવું જોઇયે. ૨ વસુ એટલે આઠ(૮), કૃશાનું એટલે ત્રણ(૩), તથા જલનિધિ એટલે સાત(૭) તથા શશિ એટલે એક(૧). [ વસુ(૮) કૃશાનુ(૩) મુનિ(૭) શશિ(૧) વર્ષે, એમ પણ પાઠ છે.] એ આંકની વામગતિ કરવાથી સત્તરસોને અઠત્રીસની સાલ (૧૭૩૮) થઈ એટલે શ્રીનયવિમલગણિ(શ્રીજ્ઞાનવિમલસૂરિ)મહારાજે સંવત ૧૭૩૮ ની સાલમાં થિરપુરનગરમાં માગશરશુદિ તેરસને શશિસુત (બુધવાર) ને દિવસે આ શ્રીજંબૂસ્વામીનો રાસ પરિપૂર્ણ રચ્યો છે.

श्रीमत्तपागणगगनांगणदिनमणिपंडित-
श्रीनयविमलगणि(ज्ञानविमलसूरि) कृत
श्रीजंबूस्वामिरास संपूर्ण.

શ્રીમત્તપાગચ્છાચાર્યવિમલશાખીય-

શ્રીજ્ઞાનવિમલસૂરીશ્વરકૃત:

# બારવ્રતગ્રહણ(ટીપ) રાસ.

॥ દુહા ॥

પ્રણમી પ્રેમે પાસના, પદપંકજ અભિરામ;
નવનિધિ ઋદ્ધિ સિદ્ધિ સંપજે, જેહનું સમરે નામ ॥ ૧ ॥
સમકિતમૂલ જે વ્રત ધરે, તારસ જન્મ સુપ્રમાણ;
ઇગ દુ તિ ચઉ પણ અણુવ્રતી, યાવત [1]દોઇદશ માન ॥ ૨ ॥
જિમ ગુરૂમુખથી કીજીએ, બારવ્રત ઉચ્ચાર;
સંક્ષેપે તિણિ વિધિ કહું, રાસબંધ સુખકાર ॥ ૩ ॥

॥ ઢાળ ૧ લી ॥

( લલનાની દેશી સારંગ રાગે. )

પ્રથમ નમું અરિહંતને, ચઉતિશ અતિશયવંત લલના;
દોષ અઢાર ન જેહને, ગુણ અનંત ભગવંત લલના ॥પ્રથમ૦॥ ૪॥
પ્રાતિહારિજ આઠશ્યું, શોભિત છે જસ દેહ લલના;
પાંત્રીશવાણીગુણ ભલા, ચ્યાર નિખેપે જેહ લલના ॥પ્રથમ૦॥ ૫॥
મૂલ અતિશય ચ્યારેં ભલા, અરિહંતના ગુણ બાર લલના;
ત્રિભુવનને ઉપકારથી, મોક્ષતણા દાતાર લલના ॥પ્રથમ૦॥ ૬॥
એહવા દેવને આદરૂં, અવર ન આણું ચિત્ત લલના;
ગુરૂ વલી જે અણગાર લલના
ગુણ સત્તાવીશને ધરે, નિર્દૂષણ લ્યે આહાર લલના ॥પ્રથમ૦॥ ૭॥
શુદ્ધકથક નિર્લોભિયા, પંચાંગી પરમાણ લલના;
સમયમાને સંયમતણો, ખપ કરે ચઢતે ધ્યાન લલના ॥પ્રથમ૦॥ ૮॥
ગુરૂબુદ્ધિં તે આદરૂં, અવર ન આણું ચિત્ત લલના;
કેવલ દ્રવ્યલિંગી પ્રતિં, નમંતું જયણાનિમિત્ત લલના ॥પ્રથમ૦॥ ૯॥

---

૧ દોઈ દશ એટલે બાર.

કેવળનાણીએ ભાખીઓ, આદર્યો સુગુરૂયેં જેહ લલના;
આણા જીવદયાદિકે, વિનયમૂળ છે જેહ લલના ॥પ્રથમ૦॥૧૦॥
તેહ ધર્મ અંગીકરૂં, ધર્મબુદ્ધિ શિવહેતે લલના;
સુગુરૂતણા મુખથી સુણ્યો, નહી મિથ્યાતસંકેત લલના ॥પ્રથમ૦॥૧૧॥
લૌકિક લોકોત્તર વલી, દેવગુરૂને પર્વ લલના;
તે મિથ્યાત ન આદરૂં,વળી મિથ્યામંત સર્વ લલના ॥પ્રથમ૦॥૧૨॥
સજનસંબંધે દાખિણે, ઘરકામે જે થાય લલના;
જયણા તેહની સાચવું, અશક્તિને અનુપાય લલના ॥પ્રથમ૦॥૧૩॥
નિતપ્રતિં દેવ જુહારવા, ચૈત્યવંદન છતે યોગ લલના;
નમસ્કારમાત્રેં કરૂં, ઈશાનખુણે ઉપયોગ લલના ॥પ્રથમ૦॥૧૪॥
છતે યોગ સાધુવંદના, કરવી નિત ગુણવંત લલના;
અછતેં ગુરૂગુણની કહું, ગાથા એહવો તંત લલના ॥પ્રથમ૦॥૧૫॥
પરભાતે નોકારસી, વળી રાત્રેં દુવિહાર લલના;
નોકારવાળી એક ગણું, એહવો નિત આચાર લલના ॥પ્રથમ૦॥૧૬॥
રોગાદિકને કારણે, જયણાનો આગાર લલના;
માસમાંહે પહોચાડવી, ત્રીશ સંખ્યા નિરધાર લલના ॥પ્રથમ૦॥૧૭॥
જો દિન પાંસનું આંતરૂં, માસમાંહે થઇ જાય લલના;
તો દુવિહાર બિ[illegible]સણું, કર્યે અભિગ્રહ પૂરાય લલના ॥પ્રથમ૦॥૧૮॥
વિગતિ સંનિ[illegible]તણી, કહિશું આગળે તેહ લલના;
ચૌદસ[illegible] વ[illegible] બેસણું(એકાસણું), દુવિહારે કરૂં તેહ લલના.
॥પ્રથમ૦॥૧૯॥
જ્ઞાન [illegible] સં[illegible]રસ્યું, કાજે ખરચું તેહ લલના;
પ્રત્યેકેં [illegible] [illegible]કડા, દેવદ્રવ્ય દશ તેહ લલના ॥પ્રથમ૦॥૨૦॥
સર્વાસે પ[illegible]ો, વરસપ્રતિં કરૂં નેમ લલના;
ફલ દીવેલ [illegible]ંગલૂહણાં, દેવદ્રવ્ય સર્વ એમ લલના ॥પ્રથમ૦॥૨૧॥
અષ્ટપ્રકારી જિનતણી, પૂજા વરસમાં હોય લલના;
કરવી અંગે આપણે, શંક્તિ અવર વળી હોય લલના ॥પ્રથમ૦॥૨૨॥
ઈમ સમકિતપ્રતિપાલના, જાવજીવ કરૂં તેહ લલના;
શંકાદિક દુષણતણો, ટાળવા ખપ કરૂં જેહ લલના ॥પ્રથમ૦॥૨૩॥
રાજા નગરાદિકતણો, ગણ તે જનસમુદાય લલના;
બલ તે હઠ પર આક્રમેં, ગુરૂજન માય ને તાય લલના ॥પ્રથમ૦॥૨૪॥
મિથ્યાદૃષ્ટિસુરપરવશેં, દુર્ભિક્ષાદિ કાંતાર લલના;

માતતણા ઉપરોધથી, છ છિંડી ચિત્ત ધાર લલના ॥પ્રથમ૦॥૨૫॥
જયણા તેહની મોકળી, વળી તસ ચ્યાર આગાર લલના;
વીસરતેં અથ દાખિણે, અસમાધિ અધિકાર લલના ॥પ્રથમ૦॥૨૬॥
તેહથી દૂષણ ઉપજે, આલોઉં અતિચાર લલના;
મૂલગભારે આશાતના, દશ ટાલું નિરધાર લલના ॥પ્રથમ૦॥૨૭॥
અશન પાન તંબોલ જે, યાન શયન રતિભાગ લલના;
વડી લઘુનીતિને થુંકવું, જુવટ એ દશ ત્યાગ લલના ॥પ્રથમ૦॥૨૮॥
ચોરાશી જિન ભવનની, તેત્રીસ ગુરૂની જાણુ લલના;
ચોદ કહી શ્રુતજ્ઞાનની, આશાતનની હાણુ લલના ॥પ્રથમ૦॥૨૯॥
અવિધિ અનાદર વિધિતણો, આદરવા કરૂં પ્રેમ લલના;
શુદ્ધ સામગ્રી યોગથી, અશુદ્ધ તણો મુજ નેમ લલના॥પ્રથમ૦॥૩૦॥
જિણસ્યું સદ્દહણા નવિ મીલે, નવિ ધરે ગુણસ્યું રાગ લલના;
કહણી પણ નિજચ્છંદની, તસ સંગતિ કરૂં ત્યાગ લલના॥પ્ર૦॥૩૧॥
ગુણ થુતિ અવગુણ ઢાંકવો, ધર્મિજનનો પક્ષ લલના;
એ ગુણ અંગે આણવા, ખપ કરૂં શક્તિ પ્રત્યક્ષ લલના ॥પ્ર૦॥૩૨॥
ઇણિપરે સમકિત આદરૂં, અવરને દીઉં ઉપદેશ લલના;
અનુમોદના પણ શુદ્ધની, જાણી જિનમત લેશ લલના ॥પ્ર૦॥૩૩॥
જે જિન આણા સંગતે, લેખે તે મુજ સર્વ લલના;
ઇહભવ પરભવ ભવોભવે, ન ધરૂં મિથ્યા ગર્વ લલના ॥પ્ર૦॥૩૪॥
સમકિતમૂલ જે ધર્મ છે, તે હોઈ શિવસુખહેત લલના;
તે વિણ ભવપરંપરા, પ્રાયેં શુભ સંકેત લલના ॥પ્રથમ૦॥૩૫॥
જ્ઞાન દેવ ગુરૂ ધર્મનો, દ્રવ્ય કહીજે જેહ લલના;
ભખવો ઉવેખવો દોહવો, ટાલું દુષણ તેહ લલના ॥પ્ર૦॥૩૬॥
અપરાધિ એહ દ્રવ્યના, સંગતિ વર્જું તાસ લલના;
અણશક્તિં જે નવિ ટલે, જયણા તેહની ખાસ લલના ॥પ્ર૦॥૩૭॥
જિનશાસન ભાસનતણા, યોગતણા ખપ જેહ લલના;
તે આદરવા ઉમહ્યું, ત્રિવિધેં નિઃસંદેહ લલના ॥પ્રથમ૦॥૩૮॥

---

॥ દુહા ॥

ઇમ મનમાંહે ધારિને, સમકિતનો ઉચ્ચાર;

કરે ક્રિયારૂચિ અતિઘણી, સુવિહિતમુનિમુખે સાર ॥૩૯॥
માંડી માંહિ દેવ વાંદિને, આણી અધિક આનંદ;
સવિ સાથે તે ઉપશમે, પ્રથમ કષાયનો દંદ ॥૪૦॥

## ॥ અથ સમકિતનો આલાવોઃ લિખીઇં છઇં ॥

अहन्नं भंते तुह्माणं समीवे मिच्छताओ पडिक्कमामि समत्तं उवसंपज्जामि तंजहा दव्वओ खित्तओ कालओ भावओ तत्थ दव्वओ मिच्छत्तकारणाइं पडिक्कमामि समत्तकारणाइं उवसंपज्जामि नो से कप्पइ अज्झप्पभिइ अन्नउत्थिए अन्नउत्थियदेवयाणि अन्नउत्थियपरिग्गहियाणि अरिहंते वा अरिहंतचेइयाणि वा वंदित्तए वा नमंसित्तए वा पुव्विं अणालित्ताएणं आलवित्तए वा संलवित्तए वा तेसिं असणं वा पाणं वा खाइमं वा साइमं वा दाउं वा अणुप्पदाउं वा खित्तओ णं इत्थ वा अन्नत्थ वा कालओ णं जावज्जीवाए भावओ णं जावगहेणं न गहिज्जामि जावछलेणं न छलिज्जामि जावसन्निवाएणं नाभिभविज्जामि जावअन्नेण वा केणवि रोगाकायंकाइएण एस परिणामो न परिवडइ ताव मे एयं सम्मदंसणं णण्णत्थ रायाभिओगेणं गणाभिओगेणं बलाभिओगेणं देवाभिओगेणं गुरुनिग्गहेणं वित्तीकंतारेणं अन्न० वोसिरामि अरिहंतो मह देवो, जावज्जीवं सुसाहुणो गुरुणो। जिणपन्नत्तं तत्तं, इय सम्मत्तं मए गहियं १ इति दंडकः॥

થિરયોગે ચઢતે મને, વ્રત આણે નિજ અંગ;
પણ અણુવ્રત ત્રિણ ગુણવ્રતે, શિક્ષાવ્રત ચઉ ભંગ ॥૪૧॥

### ॥ ઢાળ ૨ જી ॥

( એ છિંડી કિહાં રાખી—એ દેશી. )

મૂલ પ્રાણ અતિપાતનું વિરમણ, પ્રથમ અણુવ્રત ધારૂં;
નિરપરાધ નિરપેક્ષ સંકલ્પી, ત્રસપ્રાણી નવિ મારૂં ॥૪૨॥
સુગુરૂજી પ્રથમ અણુવ્રત પાળું,

વધ બંધાદિક એહના પંચ, અતિચારને ટાળું;
સુગુરૂજી પ્રથમઅણુવ્રત પાળું ॥ આંકણી ॥
કૃમિ કીડાવાલાદિક ત્રસને, જયણા ચિત્તમાં રાખું;
સજજનાદિક ઘરે ધાન્ય પ્રમુખને, કામે યતના દાખું ॥સુ૦॥૪૩॥
જલોપ્રમુખ રોગાદિક કારણે, આજીવિકાને કામે;
ધર્મહેતે અનુકંપાદિક વળી, યતના એહવું નામ ॥સુ૦॥૪૪॥
થાવર હિંસા નવિ પચ્ચખ્ખાઈ, પણ તેહની કરૂં શંકા;
પાણી પ્રમુખ ગળી વાવરવો, યતનાની આશંકા ॥સુ૦॥૪૫॥
થૂલ મૃષાવાદવિરમણ અણુવ્રત, મોટાં જૂઠાં પંચ;
કન્યા[૧] ગો[૨] ભૂમિ[૩] થાપણમોસો[૪], જૂઠીસાખ[૫] પ્રપંચ ॥સુ૦॥૪૬॥
રૂપ કુરૂપ વરસ થોડાં બહુ, વિષકન્યાદિક મર્મ;
વરનું પણ એ રીતે જાણો, એ કન્યાલિક કર્મ ॥સુ૦॥૪૭॥
અલ્પ બહુ દૂધ વેત્ર પ્રમુખનું, ગાયતણું જે કહેવું;
એમ ચતુષ્પદ સર્વનું જાણો, ગવાલિક એ લહેવું ॥સુ૦॥૪૮॥
ઉદય અનુદય વળી આપ પીયારી, ભૂમિતણું જે કહીએ;
તે ભોમાલિક જૂઠું જાણો, સર્વ વ્યાપાર ઇમ લહીએ ॥સુ૦॥૪૯॥
પરધન મૂકયાનું ઓલવવું, તેતો થાપણમોસો;
વિશ્વાસઘાત દગો સર્વ એહમાં, જૂઠસાખે ભલાઇ ભરૂંસો ॥સુ૦॥૫૦॥
..........................બીજું અણુંવ્રતપાલો;
સહસારહસદારાદિક એહનાં, પંચ અતિચાર ટાળું ॥સુ૦॥૫૧॥
આપકાજસયકાજ સયણ સુખ, તેહને કામે જયણા;
ધર્મકામે અનુકંપાદિકશ્યું, યથા અવસરે તે ભજના ॥સુ૦॥૫૨॥
થૂલ અદત્ત વિરમણ જે અણુવ્રત, તે આદરીયે અંગે;
જિન[૧], ગુરૂ[૨], સ્વામી[૩], જીવ[૪], અદત્તચઉ, એદે તાસ પ્રસંગે ॥સુ૦॥૫૩॥
..........................ત્રીજું અણુંવ્રત પાળો;
તેનાહડકૂડતોલ પ્રમુખ જે, પંચ અતિચાર ટાળું ॥સુ૦॥૫૪॥
ચોરભેદમાં સામિઅદત્તનું, આદરીએ પચ્ચખ્ખાણ;
રાજદંડ ઉપજે જિણે તેહવી, ચોરી ન કરૂં જાણ ॥સુ૦॥૫૫॥
ખાત્ર વાટ ગંઠી છોડાદિક, ન કરૂં ને ન કરાવું;
નિધિ લાધે ધણી થાયે દેઉં, નહિંતર માસ રખાવું ॥સુ૦॥૫૬॥
ધનિક વિના એક પાંતિ ધર્મની, કાઢી બીજું રાખું;

દાણચોરી એક વરસે સવાસો, રૂપૈયાની દાખું ॥સુ૦॥૫૭॥
નાહની મોટી જે ઘરચોરી, વસ્તુ વ્યાપારે જેહ;
આદેશેં ઉપદેશેં કરવે, નિયમ નહિ મુજ તેહ ॥સુ૦॥૫૮॥
દેવાધિષ્ઠિત જેહ અખૂટનિધિ, તે પણ પોતે રાખું;
પરિગ્રહમાંહે જિણિપરેં બોલ્યું, વ્યાપારે તિમ દાખું ॥સુ૦॥૫૯॥
જેહ સદારસંતોષ અણુવ્રત, કાયાયેં કરી પચખું;
પરસ્ત્રી વિધવા વેશ્યા કન્યા, પ્રમુખ નિષેધે હરખું ॥સુ૦॥૬૦॥
................................ચોથુંઅણુવ્રત પાળું;
અપરિગ્રહીત ઇત્વર ગમનાદિક, પંચ અતિચાર ટાળું ॥સુ૦॥૬૧॥
મનવચને સુપનાદિકે જયણા, પરણવે તરૂણી પંચ;
અવરનિષેધ પોતાને અરથે, વીવાહાદિ પ્રપંચ ॥સુ૦॥૬૨॥
અંધારી આઠમ ને ચૌદશી, અજૂયાલો પખ [1]આખો;
ઇમ દિન સત્તર શીલજ પાળું, એહનો ગુણ બહુલાખો ॥સુ૦॥૬૩॥
સજનપ્રમુખ આદેશે બાલાદિક, કામોદ્દીપક જેહ;
તિર્યંચાદિકને સંયોગે, નિયમ નહી મુઝ તેહ ॥સુ૦॥૬૪॥
થૂલપરિગ્રહવિરમણ અણુવ્રત, ઇચ્છાને અનુસારે;
છત્રીસસહસ(૩૬૦૦૦) રૂપૈયા રોકડ, નિશ્ચયને અધિકારે ॥સુ૦॥૬૫॥
................................પંચમઅણુંવ્રત પાળું;
ધણ ધાન ક્ષેત્ર ગૃહાદિક એહના, પાંચ અતિચાર ટાળું ॥સુ૦॥૬૬॥
જવહરિપ્રમુખ સર્વજાતિનું થઇને, આઠસહસને માને;
જાવજીવ એ ઇણિપરે રાખું, ધાનજાતિ સર્વ માને ॥સુ૦॥૬૭॥
દોયસહસ મણ ઘૃત એકશત મણ, તેલ તે મણ પંચાસ;
ખાંડ ગોલ પ્રત્યેકેં એકશત, સાકર પંચવીશ મણ ખાસ ॥સુ૦॥૬૮॥
મણ પંચવીસ ગાંધીયટ સઘળું, તેટલું બિલવણ જાણો,
મીઠું પણ તેટલું ઘર કામે, [2]વિણજે અધિક વલી આણું ॥સુ૦॥૬૯॥
વિવાહાદિક પગરણ મોટે, અધિકાની પણ ચાર;
હાટ વખાર ફરતખાનાં ઘર, સર્વ પ્રત્યેકેં ઇગ્યાર ॥સુ૦॥૭૦॥
કૂબા છાન છાપર તૃણકેરાં, તંબૂ પડદા ડેરા;
ઇત્યાદિકનો નિયમ ન રાખું, તે હોઇ અધિકેરા ॥સુ૦॥૭૧॥
વાડી બાગ એહુ આપ નિશ્રાઇ, ગામ ક્ષેત્રનો નિયમ;

---

૧ આખો એટલે આખો અજવાળીઓ પક્ષ. ૨ વ્યાપારમાં.

રાજાદિકસુપસાયે જયણા, ભાડે અધિક મુહુશરમે ॥સુ૦॥૭૨॥
વરસ એકમાં પાંચ અજારે, ગામક્ષેત્રાદિક લેવાં;
અધિક નિષેધ કર્યા મનસાથે, ધાતુપ્રમાણ હવે કહેવા ॥સુ૦॥૭૩॥
પન્નરહજાર રૂપાના તોલા, સોવન પાંચહજાર;
સમે ધાતુ કૂટી મળીને, પંચસયા(૫૦૦) મણ સાર ॥સુ૦॥૭૪॥
પેટી પટારા પાટિ પાટલા, બાજઠ ખાટ હિંડોલા;
વહેલ શકટ ઘીંસાને ડોલી, પાલખી ને ચકડોલા ॥સુ૦॥૭૫॥
કાંસા કૂટિ વાટિકા થાળી, વસ્ત્રાદિક પરિમાણ;
સર્વજાતિ અગ્યારહજાર, રૂપૈયાને માને ॥સુ૦॥૭૬॥
દુપદ પ્રમાણે વેલાસહિતી, પાંચ પાંચ દાસદાસી;
વાણોતર કામકરા ને સારે, યતના અધિક નીશીમી ॥સુ૦॥૭૭॥
ગાય ભેંસ સાંઢ છાલી વેસર, ચેતસહિત પંચ પંચ;
ઉંટ પાંચ ગજ ને ગજિની દોઈ, એહ ચતુષ્પદ સંચ ॥સુ૦॥૭૮॥
ઘોડી પાંચ અગ્યારે ઘોડા, તેતા બળદના જોડા;
પોઠીયા ભેંસા તે એકાવન, આજીવિકાના ગોડા ॥સુ૦॥૭૯॥
રોકડનાણાથી સવિ અલગું, એહનું છે પરિમાણ
જાવજીવ આપ નિશ્રાઈ, ઇચ્છાનું પરિમાણ; ॥સુ૦॥૮૦॥
મૃગપંખી પ્રમુખા જે જીવા, નિશ્રાઇં નવિ રાખું;
ધર્મકાજ અનુકંપાદિકથી, જયણા તેહની ભાખું ॥સુ૦॥૮૧॥
એહવાં પાંચ અણુવ્રત ધારૂં, શકિત નવિ વિસારૂં;
અણજાણ્યે જે ભંગ નિયમનો, તસ આલોયણ ધારૂં ॥સુ૦॥૮૨॥

---

## ॥ ઢાળ ૩ જી ॥

॥ આદર જીવ! ખિમાગુણ આદર એ—દેશી ॥

આદર જીવ! ત્રિણ્યગુણવ્રત આદર, અણુવ્રતને ગુણકારીજી;
એ ત્રિણ્યે પાંચે તે નિર્મળ, ચિત્તમાં જોય વિચારીજી ॥આ૦॥૮૩॥
પહેલુંગુણવ્રત દિશિપરિમાણે, જાવજીવ લગેં ધારોજી;
જીહાંથી વસીયે તિહાંથી ગણવું, દશદિશિ મનમાં ધારોજી॥આ૦॥૮૪॥
પૂરવ દક્ષિણ પશ્ચિમ ઉત્તર, દિશિ એ ચાર કહીયેજી;
અગ્નિ નૈરૂત વાયુ ઇશાન વિદિશિં, અધ ઉર્ધ્વ દશ એ
લીજેજી ॥આ૦॥૮૫॥

પંચસયા જોયણુ ત્રિશિ વિદિશેં, અધ ઉર્ધ્વ જોયણુપંચજી;
સફરી ઝહાજ ચઢવું એકવરસે, વાર પંચનો સંચજી ॥આ૦॥૮૬॥
નાહનાં નાવ હોડી ગરાબગલતિ, મુખ તેહતણી કરૂં જયણાજી;
પાઠવણી વ્યાપારને કારણ, ધર્મકાજ વળી ભજનાજી ॥આ૦॥૮૭॥
આપાતર ઉતારણ હેતે, જલમાંહિ વળી તરવુંજી;
આપ પિયારૂં કામ ઉદ્દેશી, તાસ પ્રમાણ ન કરવુંજી ॥આ૦॥૮૮॥
જલચર થલચર એ પરિમાણે, છઠ્ઠું વ્રત મન ધરીએજી;
ક્ષેત્રવૃદ્ધિ વીસરણ પ્રમુખ પંચ,અતિચાર પરિહરીએજી ॥આ૦॥૮૯॥
ભોગેપભોગ વિરમણ ઇતિ નામે, ગુણવ્રત બીજું જાણોજી;
એકવાર વસ્તુતણું સુખ ભોગ તે, [1]અશનસુંમાહિ વખાણોજી ॥આ૦॥૯૦॥
સ્રીઆભરણપ્રમુખ ઉપભોગહ, એક વસ્તુ બહુવારોજી;
તે ઉપભોગ કહીજે સત્તમ, વ્રતનો એહ વિચારજી ॥આ૦॥૯૧॥
ચૌદનિયમ નિત્યપ્રતિં સંભારૂં, સંક્ષેપું ચિત્ત આણીજી;
દિવસરાત્રિમાંહિ જે જિહાંના, આપ શરીરે જાણીજી ॥આ૦॥૯૨॥

गाथा—सचित्त[1] दव्व[2] विगइ[3], वाहण[4] तंबोल[5] वत्थ[6] कुसुमेसु[7] ।
वाहण[8] सयण[9] विलेवण[10], बंभ[11] दिसि[12] न्हाण[13] भत्तेसु[14] ॥

મોડા વહેલાં જાણ અજાણે, અધિક ન્યૂનની ભજનાજી;
ચૌદનિયમ ધરતાં પ્રાણીને, ગુણ વાધે બહુ વ્રતનાજી ॥આ૦॥૯૩॥

---

## ॥ ઢાળ ૪ થી ॥

( પ્રથમ ઐરાવણ દીઠો—એ દેશી. )

નિતપ્રતિં સચિત્ત અગ્યાર, દ્રવ્ય એકાવન સાર;
એક વિગઈ નિત નિત પચખું, પંચ વિગયતણું લેખું ॥૯૪॥
વાણહી જોડા એ પંચ, બદલતાં નહી ખલખંચ;
તંબોલ સર્વ થઈ શેર, વસ્ત્ર વિશેષ પડૂર; ॥૯૫॥
પાગ ધોતીયાં એકતાએ, પોતિ કણાદિ પટાઈ;
શીવ્યાં ને અણસીવ્યાં, એકાવન સવિ નીમ્યાં ॥૯૬॥

---

૧ ભોજન અને ફુલ વિગેરે.

ભોગારથી પંચ શેર, પંચવર્ણ ફુલનો ઘેર;
તેલ સુગંધ સર્વજાતિ, ધર્મકામે અધિકની વાત ॥ ૯૭॥
વાહણ સર્વ સંજૂત્તા, પંચ રાખું મનગમતાં;
છૂટા સર્વની જયણા, થિર રહ્યાની પણ ભજના ॥ ૯૮॥
શયન શય્યા સાજસહિતા, સયણ બેસણ ને એ ગમતાં;
કાષ્ઠ પૃથ્વીદલકેરાં, નિયમ ન તેહ અનેરા ॥ ૯૯॥
સુગંધ તથા અસુગંધ, શેર વિલેપન બંધ;
અબ્રહ્મ ત્રણવાર રાખું, દિશિ વિદિશિ જોયણદશ દાખું ॥૧૦૦॥
ઉર્ધ્વ અધ જોયણ પંચ, એ દિશિનિયમનો સંચ,
નાહ્ણ અંઘોલિ બેઉવાર, નિયમ ન લોક આચાર ॥૧૦૧॥
ફલ મેવા દુધ છાસિ, અશનપ્રમુખ સર્વ રાશિ;
પંચવીશ શેરનું ભાત, જલ મણ દશતણી વાત ॥૧૦૨॥
ભૂષણ જાતિ જે સર્વ, નિયમ ન વારે એ પર્વ;
સચિત્ત તે જીવને જોરે, દ્રવ્ય તે સ્વાદ ને ફેરે ॥૧૦૩॥
નિતપ્રતિં ઇણિપેરે સંખ્યા, અધિક ન એહથી રાખ્યા;
જાવજીવ ઇમ પાળું, ચોદહ નિયમ સંભાળું ॥૧૦૪॥
રોગાદિકતણે હેતે, ધર્મતણી વળી વિગતિ;
અધિકે નિયમ ન ભાજે, જો જિનઆણારયું છાજે ॥૧૦૫॥

---

॥ દુહા ॥ (તથા ફાગ.)

હવે નીલવણી સંખ્યા કહું, જે રાખી છે આપ;
વાવરવાને મોકળી, આણવા અધિક જબાપ ॥૧૦૬॥
નીલુંશ્રીફલ શેલડી, કોહલાં કેળાં પાન;
કંકોડા ને કાકડી, [1]કયર કારેલાં જાણ ॥૧૦૭॥
કોઠીંબા કાલિંગડાં, આંબા દાડિમ તરંમૂજ;
ખડબૂજાં ને બેજડી, તીરૂસ [2]લસણ લીંમૂજ ॥૧૦૮॥

---

૧ કરીર=કેર. ૨ લસણીયાની ભાજી અથવા લસણ શબ્દને સ્થાને "કોક" એમ પણ પાઠાંતર છે.

[20]તાંજલદા ને [21]તૂરિયાં, [22][1]ગુવારિ [23]ચિણા સર્વ જાત;
[24]ચોલાફળી ને [25]પાપડી, [26]બીજોરી [27]પુંહક જાત ॥૧૦૯॥
[28]રાયણ [29]લહુબોર [30]ફાલસાં, [31]દ્રાખ [32]આંબલી [33]વાહલોલિ;
[34]મોગરી [35]મેથી [36]લીંમડા, [37]સીંઘોડાં અણશેલિ ॥૧૧૦॥
[38]આઉલ [39]કણઝરો [40]આકડો, [41]અઘાડો વળી જાણ;
[42]સફરજલ ને [43]ભરૂઅછી, તિમ [44]સોયાભાજી જાણ ॥૧૧૧॥
[45]જાંબૂ [46]ડાડીજાતિ જે, [47]નીલામલ..........[48]જાણિ;
નીલવણી કહી નામથી, અઠતાલીસ પ્રમાણ ॥૧૧૨॥
કાળ દુકાળે ઓષધે, ભેળ સંભેલે જેહ;
અણજાણ્યે અધિકી હોઇ, નિયમ ન ભાજે તેહ ॥૧૧૩॥
ભાર અઢાર વનસ્પતિ, કહી શાસ્ત્ર સિદ્ધાંત;
વિણ પચખ્યે તે અવિરતી, હિંસક ભાખ્યો સંત ॥૧૧૪॥
ત્રિણસેં કોડિ એકાશીયાં, કોડિ વળી બાર લાખ;
બહોતરસહસ નવશત સત્તરે, એતે મણ એકભાર સાખ ॥૧૧૫॥
પાઠાંતરે વળી ભારની, મણ સંખ્યા કહી એમ;
અઠતીસકોડિ ઇગ્યારલખ, એકવીશશત [2]સત્યરિ તેમ ॥૧૧૬॥
ચાર પુષ્પ ફલ આઠ છે, વેલિતણા ષટ ભાર;
એકેકું તસ લેઅતાં, ઇણિપરે ભાર અઢાર ॥૧૧૭॥

## ॥ ઢાલ ૫ મી ॥
### ( ચોપાઇની દેશી. )

ગહું બાજરી મગ ને ચિણા, ચોળા તૂયરી અડદ કોદરા;
જવાર સર્વજાતિની [3]શાલિ, ચોખા કાંગ લાંગ સર્વ દાલિ ॥૧૧૮॥
મેથી રાઇ સરિસવ તિલ્લ, બંટી કૂરી જવ ને કુલત્થ;
ચીણો મઠ મણચી ને વાલ, વટાણા કામરી સંભાલિ ॥૧૧૯॥
ભરઠ મસૂર અને બાવટો, અલસી અસેલિઓ કંકટો;
મસૂર બલવેકરીઓ ઝીંઝ, કૂરા કપાસીયા પેસા મન મૂઝ ॥૧૨૦॥
પૂંઆડ આલ્લે સાલકાંગણી, ધાન્યજાતિ ઇત્યાદિક ઘણી;

---
૧ ગવાર. ૨ સિત્તેર (૭૦). ૩ ડાંગર.

કાળ દુકાળે દેશ પરદેશ, નિયમ તેહનો નહીં વિશેષ ॥૧૨૧॥
હવે પકવાનતણી સર્વ જાતિ, પાક નામ છે જેહ વિખ્યાત;
સેવઇયા ઘારા ગ્યાસીયા, લાખણીયા મગીયા લાડૂંયા ॥૧૨૨॥
ચારોલીના ગુલધાણીયા, મસમસીયા વાટી દાલિના;
ઘેબર જલેબી ચિત્તરમી, માંડી મૂરકી નેહે સમી ॥૧૨૩॥
હલબટું સાટા વેઢમી, બરમાં ખાજાં ખાંડે સમી;
દલદાઠા ને મોતીચૂર, સકરપારા પાપડી પડૂર ॥૧૨૪॥
પૂરી પયડા તિલસાંકલી, ગુંદવડાં ને ખાંડકાતલી;
અમરતી શીરો લાપશી, દહીવડાં મયસૂરશ્યું વસી ॥૧૨૫॥
પાતિ જાતિ ચૂરમાં અખર્વ, ઔષધના વળી લાડૂ સર્વ;
કૂલેરના વલી ભેદ અનેક, ઇત્યાદિક પકવાન વિવેક ॥૧૨૬॥
મેવાજાતિ વલી જે લહ્યાં, સ્વાદિમ જાતિ સર્વ તે કહ્યાં;
ખારિક ચારોલી ચારબી, ખજૂર અલેક્ષાં પસ્તાં દમી ॥૧૨૭॥
બદામ નાલિયર દ્રાખ ઓલચા, આસવ સઘલા માંહિ લીયા;
પાકજાતિ ખાદિમ જે સર્વ, તસ પચ્ચખ્ખાણતણો નહિ ગર્વ ॥૧૨૮॥
ગુંદજાતિ સઘલી જાણીયે, હવે સ્વાદિમ મનમાં આણીયે;
સુંચલ શુંઠ લવીંગ એલચી, હરડે પીંપલીમૂલ બાવચી ॥૧૨૯॥
સઘળી જાતિ સોપારીતણી, જાવંત્રી જાયફલ તજ ઘણી;
કેસર કાથો પુષ્કરમૂલ, પાન કલિંજર પીંપરિ નાગમૂલ ॥૧૩૦॥
ઇત્યાદિક સ્વાદિમની જાત, લેવા નિયમ નહી એ વાત;
તેહ સર્વ અછે મોકળાં, જિણિં ખાધેં ટાઢાં હોઇ ગલાં ॥૧૩૧॥
સૂકાં શાક સઘળી જાતિનાં, સાલિ દાલિ ઘૃત દધિ બહુ ભાતિનાં;
શેકયાં ધાન પૂંઆ મરમરા, પ્રમુખ સર્વ તે પણ આદર્યા ॥૧૩૨॥
પાણી જાતિ સયલ ઠામનાં, તેહ નિષેધ નહી નીમનાં;
અનાહારની સઘળી જાત, યથા દેશે કલ્પે સાક્ષાત ॥૧૩૩॥
ઇણિપરે એ ચ્યારેં આહાર, લેવા વિગતિ વારોવાર;
અનંતકાય બત્રીશ નિષેધ, તેમાંહિ વળી રાખું વેધ ॥૧૩૪॥
ધાન પલહાલ્યે અંકુરિત થયાં, તલે રાંધ્યે વળી પરઘેર ગયાં;
ભેલ પ્રમુખ કોઇ વિશેષ કારણે, ઇત્યાદિક યતના સુખેં ભણે ॥૧૩૫॥
વજ્રકંદ[1] સૂરણ[2]નોકંદ આર્દ્ર[3]હલદ્ર વિરહાલીકંદ[4];
ગલો[5] કચ્ચૂરો[6] ને કુંયારિ[7], આદૂ[8] મૂલા[9] ગાજર[10] વારિ ॥૧૩૬॥

[૧૧]થોહરિ [૧૨]લસણ [૧૩]શતાવરિ જોય, [૧૪]ગેગ [૧૫]મોથિ [૧૬]ખીલહૃડા [૧૭]દ્રોય;
[૧૮]વંસકારેલા [૧૯]ગિરિમિરિકંદ, લોઢા કહીયે [૨૦]કમલના કંદ ॥૧૩૭॥
પ્રથમસમયનો જે [૨૧]વાથેલો, કૂલીઆંબલી કૂચકો [૨૨]અણમિલ્યો;
[૨૩]રતાલૂ [૨૪]પીંડાલૂ જાણિ, આર્દ્ધધાન અંકુરિત [૨૫]અપ્રમાણ ॥૧૩૮॥
[૨૬]અમૃતવેલી [૨૭]લૂણી પલ્લંક, [૨૮]શાકભેદ ટાલો નિઃશંક;
[૨૯]સૂરીવાલહોલિ અને [૩૦]ખરસૂયા, [૩૧]કિસલયપત્ર નવાઉગીયા ॥૧૩૯॥
છત્રાકારે જે [૩૨]ભૂંઇફોડ, અનંતકાય ખાતાં હોય ખો;
ગૂઢસિરા અને જે સમભંગ, બીજ સંચર્યાં વિણ જે ચંગ ॥૧૪૦॥
[૧]ઉંબર [૨]પીંપરી [૩]પિંપલફલાં, [૪]કોઠુંબરિ [૫]વડટેટા મિલ્યાં;
[૬]મધ [૭]માંસ [૮]મધુ [૯]માંખણ [૧૦]હીમ, [૧૧]કરગા [૧૨]તુચ્છફલાં [૧૩]વિષનીમ ॥૧૪૧॥
માટી સર્વ [૧૪]જાતિ [૧૫]રીંગણી [૧૬]રયણીભોજન [૧૭]બહુબીજઅણપડી;
અથાણા જલમિશ્રિત [૧૮]હોય, અનંતકાય [૧૯]ચલિતરસં[૨૦]જોય ॥૧૪૨॥
કાચું ગોરસ વિદલે યોગ, ઘોલવડાં તસ ન કરો [૨૧]ભોગ;
અણજાણ્યાં જે ફલ ને [૨૨]ફુલ, તસ આસ્વાદ ન કીજે મૂલ ॥૧૪૩॥
બોલ્યાં એ બાવીશ અભક્ષ, યતના તેહમાં કહું પરતક્ષ;
રયણીઅશન મારે દિનપંચ, વરિસે સાઠિ દિવસનો સંચ ॥૧૪૪॥
અશનાદિક સર્વે મોકળાં, જલ પીવું નીતુ નહી અગલા;
અફીણઆદિ વિષમાં પણ વળી, ભેળસંભેળે આવીમિલે ॥૧૪૫॥
જાણી લેવાનું પચ્ચખ્ખાણ, રોગાદિક હવેથી વળી જાણ;
કાલાતીત ચાલતરસ હોય, તેહની પણ ભજનામાં જોય ॥૧૪૬॥
ઘંસ ત્રિવાસી વાસી ખીચ, નિયમ એહનો અવર ન કીચ;
બાકી સર્વ અભક્ષ પચ્ચખ્ખાણ, જિંહાંલગે શરીર હોય
સાવધાન ॥૧૪૭॥
શક્તિ એ સઘળાં ટાળવાં, પચ્ચખ્ખાણમાને પાળવાં;
કર્માદાન પન્નર જે અછે, તે રાખું વિગતે જે રૂચે ॥૧૪૮॥
ઇટવાહ નીમાંહ ભડીયાલ, લીહાલાદિકકર્મ ઇંગાલ;
લોહકાર કંસારા કર્મ, આજીવિકાહેતે એ મર્મ ॥૧૪૯॥

ન કરૂં એ રીતેં પચ્ચખ્ખાણ, સજ્જનદાખિણ પ્રમુખે વાણ;
નીખરામણ રંગામણ તેલ, વરિસે રૂપૈયા પંચશત મેલ ॥૧૫૦॥
લાભે પણ એહજ પરિમાણ, ઉપરાંતે ધારૂં પચ્ચખ્ખાણ;
આજીવિકાહેતે વનકર્મ, પત્ર ફુલ ફલ ચ્છેદનો મર્મ ॥૧૫૧॥
તે ન કરૂં મોટા તરૂ ચ્છેદ, વાડીવાવણ અછે નિષેધ;
વીશ ક્ષેત્ર ખેડણનેં કાજ, આપકાજે અધિક પરકાજ ॥૧૫૨॥
દળવું ભરડવું ખંડાવવું, શેકણ પ્રમુખ વરિસે જાણવું;
રૂપૈયા શતપંચ પ્રમાણ, લાભ આજીવિકાહેતેં જાણ ॥૧૫૩॥
ઘરે સજ્જનાદિકની દાખિણે, અધિક થયે નિયમ નવિ હણે;
ગાડાં વહેલ ઘડાવી નવાં, આજીવિકાહેતેં ન કરાવવાં ॥૧૫૪॥
લેહણે દેહણે ઘરને કામ, આદેશે યતનાદિક ઠામ;
શકટકર્મ એ ત્રીજું નામ, પચ્ચખી રાખુનિજ મન ઠામ ॥૧૫૫॥
ગાડાં વહેલ ઉંટ પોઠીયા, ભેંસા રાસભ ઘોડા લીયા;
વાહણપ્રમુખે ભાડાદિક કામ, વરસપ્રતિં તસ સંખ્યા નામ ॥૧૫૬॥
રૂપૈયા વળી પંચહજાર, તે પ્રમાણ લાભાદિક સાર;
એહ ઉપરાંતે કરૂં પચ્ચખ્ખાણ, ઘરકામે તો યતના ઠામ ॥૧૫૭॥
ફોડીકર્મે ટાંકાં ચ્યાર, વાવિ ત્રિણ બેહુ કૂપ ઉદાર;
ભૂંહરા પંચ સરોવર એક, હલ ખેડ ન પટ કરૂં વિવેક ॥૧૫૮॥
ઘરકામે ઇણિપરે પાળવાં, આજીવિકાહેતેં ટાળવાં;
યતના આદેશાદિકતણી, ધર્મકામેં અધિકેરી ભણી ॥૧૫૯॥

---

## ॥ ઢાળ ૬ ઠ્ઠી ॥

### ( એકવીશાની દેશી. )

દંતવાણિજ રે આગરિ જઈ નવિ વહોરવા,
નખ દંતા રે ચરમ કેશ સીપાદિકા;
આજીવિકા રે હેતેં એહ નિષેધ છે,
ઇહાં આવ્યે રે વોહરવાનો તો વિધિ અછે ॥
ત્રૂટક—અછે વિધિ વળી સયણકામે, ગેહકામે ધર્મસે;
તિણિહેતેં લેતાં નિયમકેરો, ભંગ નોહે મુઝને ॥૧૬૦॥
લખવાણિજ રે લાખ કેસ સાબૂ ગલી,
હરિતાલજ રે મણસિલ ખારો સાજી મિલી;

પ્રત્યેકે રે વરસ એકે મણ પંચશે(૫૦૦),
તેહ ઉપરે રે પચ્ચખું મન નવિ ખંચશે ॥
ત્રૂટક--ખંચસ્યે પાપવ્યાપાર કરતો, પાપ પોતે જીવડો;
ઘરકામ સયણપ્રમુખ હેતે, કરે ઘરમાં થઇ વડો ॥૧૬૧॥
રસવાણિજ રે ઘૃત તેલાદિક રસ સવે,
પ્રતિવરસે રે રૂકમ પંચશત કરી મવે;
લાભહેતે રે એહથી અધિક નવિ આદરૂં,
મધુ માંખણ રે મીણ માંસ મહુડાં પરિહરૂં ॥
ત્રૂટક—પરિહરૂં પાપ પ્રસંગ હેતે, અવર વળી રસ જેટલાં;
ઘરકામ સયણપ્રમુખ ઠામે, રસ જિકે લેઉં ભલા ॥૧૬૨॥
કેશવાણિજરે મનુષ્ય ચતુષ્પદ વેચવા,
વૃત્તિહેતેરે તેહ નિષેધું આ ભવે;
લેહણે દેહણેરે ધર્મકામે સયણાદિકે,
તસ યતનારે ક્રય વિક્રય આજ્ઞાદિકે ॥
ત્રૂટક—ઇમ અનેક ભેદ વિષનું, વણિજ જાણી પરિહરૂં;
વચ્છનાગ સોમિલ અફીણ આદિ,વેચવા અભિગ્રહ ધરૂં ॥૧૬૩॥
હથીયારજ રે લોહ પ્રમુખ એક વરસપ્રતિં,
રૂકમ પાંચશેં રે એટલું રાખું અવટરે;
અધિકાનો રે નિયમ ધરૂં આ ભવલગેં,
ઘરકામે રે યતના ભાખું ઇણિગમે ॥
ત્રૂટક—હવે અગ્યારમું જંતપીલણ, કર્મ ઉખલ ઘરટી શિલા;
ઘાણી ચરખા રેંટીયા ને, કાંકસી વળી મુસલા ॥૧૬૪॥
આજીવિકા રે હેતે એ રાખું નહીં,
પ્રતિવરસે રે લાભ રૂકમ પંચશત સહી;
એક ઘાણી રે બેહુ કોહલૂ ચઉ રીંટીયા,
અટેરણાં રે ઘરમાંહે જે ધિતીયા ॥
ત્રૂટક—થતીયા એહજ અવરકેરા, નિયમ રાખું જાણીને;
ઘરકાજિ સયણસંબંધ હેતેં, ધરૂં દાખિણ આણીને ॥૧૬૫॥
વૃત્તિહેતેં રે નિર્લંછનકર્મ નવિ કરૂં,
ચોપદનાં રે મનુષ્યતણાં તિમ પરિહરૂં;
કાનવિંધણ રે નાક પ્રમુખ જે બાલને,
પોતાના રે સયણ સંબંધી ટાળીને ॥

ત્રૂટક—ટાળીએ દવ દહણકર્મે, દવ અગ્નિઠાદિક જિકે;
ભિલ્લપ્રમુખને કહણકેરી, જેહ વાત ટાળું તિકે ॥૧૬૬॥
સર શોષણ રે વૃત્તિહેતેં નવિ આદરૂં,
ખેત્ર સીંચણ રે અવાડા ભરણ સમાચરૂં;
આદેશે રે યતના તેહની મોકળી,
અસતીપોષણ રે પંખીપ્રમુખ પાલણતણી ॥
ત્રૂટક—પાળવાં સ્વારથબુદ્ધિ ન કરૂં, અનુકંપાહેતેં કરૂં;
માતાપિતાદિક શેઠવચનેં, તેહની યતના ધરૂં ॥૧૬૭॥
કર્માદાનજ રે પન્નર જિણિપરે ઉચર્યાં,
તિમ પાળું રે યથાશક્તિ અંગીકરૂં;
સીદાતે રે જોરે અણજાણ્યાથકી,
અનુકંપાઇ રે અધિક થાઇ જે એહથી ॥
ત્રૂટક—એહનો તે ભંગ ન કરૂં, નિયમનો ઇમ બોલીએ;
સાતમું વ્રત એમ પાળી, પૂર્વપાતક ઢોળીએ ॥૧૬૮॥
સચિત્તજ રે સચિત્તપ્રતિબદ્ધ આહાર જે,
તુચ્છૌષધિ રે ભક્ષણ પ્રમુખ વિચાર જે;
અતિચારજ રે પંચ એ ભોગોપભોગના,
પન્નર કર્મ રે વીશ થયા વળી એહના ॥
ત્રૂટક—એહના જે અતિચાર સઘળા, ટાળવાની ખપ કરૂં;
પંચકર્મ પંચવાણિજ્ય, પંચસામાન્ય જાણી અધિક
ન આચરૂં ॥૧૬૯॥
ત્રીજું ગુણવ્રત રે અનર્થદંડવિરમણ ધરૂં,
કામકાજજ રે પાખે એ પાપ પરિહરૂં;
ચ્યાર ભેદજ રે તેહના મનમાં જાણીએ,
અપધ્યાનજ ૧ રે પાપોપદેશ ૨ ન આણીએ ॥
ત્રૂટક—હિંસાપ્રદાન ૩ પ્રમાદ આચરિત ૪, એહ મનથી ટાળીએ;
કોઈને માઠું ચિંતિએ ઇમ, તેહ અપધ્યાન ટાળીએ ॥૧૭૦॥
હલખેડો રે બળદ તુરગ હાંસી કરો,
પરણાવો રે કૂડ વૃત્તિં વાણિજ કરો;
ઇત્યાદિક રે પાપોપદેશ ન દીજીએ,
અધિકરણા રે શકટપ્રમુખ સજજ ન કીજીએ ॥
ત્રૂટક—નવિ દીજીએ વળી અગ્નિ મુસલ, યંત્ર ઔષધ ને જડી;

વશીકરણ કામણપ્રમુખ સઘળાં, હિંસાપ્રદાનતણી કડી ॥૧૭૧॥
અણગલનીરે રે સ્નાનાદિક જે સાધીએ,
સમુદાયે રે કર્મ ઘણા તે બાંધીએ;
અણુયતને રે અવિચારિત જે હોઇ ઘણું,
અનાભોગે રે તે પ્રમાદ આચરિત સુણું ॥
ત્રૂટક—અણુસુણ્યું જે આળ દેવું, ચોર મારીતો સતી;
કાઠે ચડંતી ને ભવાઇપ્રમુખ, અનર્થદંડ ન કરે વ્રતી ॥૧૭૨॥
ઇત્યાદિક રે કહેતાં પાર ન પામીએ,
બહુભેદે રે એ મનમાં નવિ કામીએ;
કંદર્પાદિક રે પંચ અતિચાર એહના,
તે ટાળે રે જે પ્રાણી હોઇ શુભ મના ॥
ત્રૂટક—શુભમને એ વળી શુદ્ધ પાળે તો અવરવ્રત નિરદુષણાં;
એહથી વ્રત સયલ શોભે, જિમ શરીરે ભૂષણાં ॥૧૭૩॥

---

## ॥ ઢાળ ૭ મી ॥

( માઇ ધન સુપન તૂં—એ દેશી. )

હવે ચ્યાર શિક્ષાવ્રત તેમાંહિ પહેલું જાણો,
સામાયિક નામે દોય ઘડી પરમાણ;
બત્રીશ દોષ તેહના ટાળી કરો મનશુદ્ધિ,
જિમ ઇહ પરલોકે પામો નિરમલ બુદ્ધિ ॥૧૭૪॥
તે ત્રિવિધ ત્રિવિધ હોઇ સંયતને જાવજજીવ,
વળી દુવિધ ત્રિવિધ કહીઉં શ્રાવકને જાવનીમ;
એમાંહિ વર્તે જીવ જિકે સમભાવ,
રાગદ્વેષથી અલગો ભવજલતરવા નાવ ॥૧૭૫॥
બાણુંકોડિ લખ ગુણસઠ્ઠિ સહસ વળી પણવીશ,
નવસય પણવીસા સત્રિભાગ અડ લેસ;
એતાં પલ્યોપમ બાંધે સુરનું આય,
જો નિર્જરા લેખે તો અજરામર થાય ॥૧૭૬॥
મન વચ કાયાદિક દુઃપ્રણિધાન અતિચાર,
પંચકને ટાળે પાળે નિરતીચાર;
પહેલું શિક્ષાવ્રત નવમવ્રત એ જાણિ,

તે એકણિવરસે કરવાં બાર પ્રમાણ ॥૧૭૭॥
દિશાઅવકાશિકવ્રત દશમું નિત સંભારૂં,
ચૌદનિયમજમાંહિ જાણિ નવિ વિસારૂં;
આણણ પેસણાદિક પણ અતિચારજ ટાળું,
તિમ મોડ વહેલે યતના બોલી પાળું ॥૧૭૮॥
પૌષધ ઉપવાસે વરસમાં એક આરાધું,
અહોરત્તહ પાળું જાણી નવિ વિરાધું;
રોગાદિક કારણે દેશપરદેશે જેહ,
નવિ થાય તેહનો નિયમ ન ભાંજે એહ ॥૧૭૯॥
છત્રીશગુણો ઈહાં સામાયિકથી લાભ,
સતહુત્તરિ સતસય સહસ સત્યોતરિ ભાવ:
સત્યાંરિસહ..................................................
.......................................................... ॥૧૮૦॥
સંથારા ઉચ્ચારાદિક અણપડિલેહાઈ,
અતિચાર પોસહના પંચ વલી કહેવાઈ;
તેહ અંગે ન આણું પરમાદે જે થાય,
દુર્ધ્યાન ન ધ્યાઉં જિહાં લગે સુખિણી કાય ॥૧૮૧॥
હવે બારસમું વ્રત અતિથિ સંવિભાગ નામે,
વરસે એક કરશું આણી નિજ મન ઠામ;
ગુણવંત મહાવ્રત ધરતા સાધુ સંયોગ,
સાધવી ગુણવંતી શ્રાવક શ્રાવિકા લોક ॥૧૮૨॥
તસ યોગ મિલે નવિ કિમહી તો ઉપવાસ,
ચોવિહાર કરીને આરાધું વ્રત ખાસ;
સચિત્તપ્રક્ષેપાદિક પંચે અતિચાર,
તેહની ખપ કરવી ટાલવા નિરધાર; ॥૧૮૩॥
ગુણવંતને ભક્તિ દાન દિઉં ધર્મ હેતે,
અનુકંપા બુદ્ધિ સવિહુશું ધરી પ્રીતિ;
સંવિભાગ તણે વ્રતે લેખે નાવે તેહ,
તેમાંહિ યતના બોલી રાખું તેહ ॥૧૮૪॥
ઈમ સમકિત મૂલહ બારવ્રત ઉચ્ચાર,
ઇમ કીધો મનથી આણી ભાવ અપાર;
એ સવિ બોલ્યું તે જિહાં લગે દેહસમાધિ,

નવિ તેહવું કારણ વૃત્તિબાધને વ્યાધિ ॥૧૮૫॥
તિહાં લગે એ પાલું શિખ્યા પ્રમાણ નિરધાર,
વલી શકતિ દૂષણ ટાલું હૃદય વિચારી;
એકશત ચોવીસે જેહ કહ્યા અતિચાર,
તેહ વારવાનો ખપ કરૂં ભાવ પ્રકારે ॥૧૮૬॥

......................................................

પણ ૫ સમકિત કેરા પણ સંલેહણ બાર;
તપાચારના ૧૨ જાણો ત્રિણ ૩ વલી વીર્યાચાર,
અડ અડ અડ જ્ઞાનહ ૮ દંસણ ૮ ચરિત ૮ વિચાર ॥૧૮૭॥
બારવ્રતકેરા પંચોતરિ ૭૫ વલી થાય,
ઈમ એકશત ચોવીસા જેહુ અછે અતિચાર ૧૨૪;
વલી મૂલઉત્તરગુણ શુદ્ધ કરવા ખપ ધારૂં,
વલી સુગુરૂસંયોગે દૂષણ તેહનાં વારૂં ॥૧૮૮॥
દેવપૂજાવશ્યક નિતકરણી સંભાલું,
જિણિવાતે જિનધર્મનિંદાએ તે ટાલું;
વરસે ચાર પાંચ એ ટીપ સદા સંભાલું,
અનાભોગે દૂષણ થાય તિહાં મન વાલું ॥૧૮૯॥
શ્રીશ્રીસીમંધર જિનવરકેરી સાખ,
આલોયણરૂપે એછે પ્રાકૃતભાખે;
અવિરતને જોરે ભમિઓ કાલ અનંત,
જો વિરતિ લહી પણ અવિવેકે નિંદ્યો તંત ॥૧૯૦॥
તિણિ કારણ સ્વામી! આપણું જે પાપ,
કહું કેતાં જાણો તુમે છો ત્રિભુવનબાપ;
એક શાસન તાહરૂં મેં સદહિઉં શુદ્ધ,
મુઝ જ્ઞાન ન તેહવું નહી કોઈ નિર્મલ બુદ્ધિ ॥૧૯૧॥
જિમ આણંદાદિકે ગ્રહીયાં વ્રત સુખકાર,
તે દુક્કરકારક વીર વદે હિતકાર;
કિહાં મેરૂમહીધર કીહાં સરિસવ આકાર,
તિમ તેહને આગે મુઝ વ્રત તિમ નિરધાર ॥૧૯૨॥
પણ વિરતિ ને નામે થાયે મન ઉલ્લાસ,
જિમ બાળ શિખાવે તિમ એ પ્રથમ અભ્યાસ;
પંચાંગી માંનું જ્ઞાન ક્રિયા અનુયાય,

તપગચ્છની સામાચારી જેહ કહાય ॥૧૯૩॥
અકદાગ્રહબુદ્ધિં તેહ કરૂં નિરધાર,
તુજ આણાલેખે તે માહરે શ્રીકાર;
પાંત્રીસ જે ગુણ છે માર્ગતણા અનુસારી,
એકવીસ વલી ગુણ ધર્મયોગ્ય આચારી ॥૧૯૪॥
વલી દ્રવ્યે ભાવે ગુણનો અંગીકાર,
કરવાનો આદર શક્તિતણે અનુસાર;
અન્યાય વિણજ વલી હીન જાતિશું વ્યાપાર,
છતી શકિત ન કરૂં અટકયે નિયમ ન ધારે ॥૧૯૫॥
શુદ્ધદેવ સુગુરૂ શુદ્ધધર્મતણો લવલેશ,
જીહાં દેખું તેહની અનુમોદના સવિશેષ;
કરૂં એણીરીતિ સમકિત શક્તિ પાલૂં,
વળી અવર કુમતની કંખાદિક સવિ ટાળું ॥૧૯૬॥
જીન તુજ પ્રસાદે એ સમકિતની રીતિ,
ભવિ ભવિ મુજ હોજો તુજ શાસન પરતીત;
તો સુજસ મહોદય દિન દિન વધતો થાય,
જીનધર્મ પસાયે લીલા લછિ ભરાઈ ॥૧૯૭॥

॥ દુહા ॥

મૂઢમતી હું મૂલગો, કીધો તસ ઉપગાર;
પંડિતધીરવિમલથકી, જાણ્યો ધર્મવિચાર ॥૧૯૮॥
સંવેગી મુનિ સંગતિ, શિખાણો વલી ધર્મ;
અનુક્રમે ગુરૂ ઉપદેશથી, જાણ્યો વ્રતનો મર્મ ॥૧૯૯॥

॥ ઢાલ ૮ મી ॥

રાગ નમો ભવિભાવશું એ—દેશી.

એ બારવ્રતકેરડાંએ સંખ્યાનું પરિમાણ,
કર્યું ગુરૂમુખથકીએ ધન્ય દિવસ હું તે ગણુંએ;
જિહાં પામ્યું બોધિબીજ, અનોપમ રત્નથીએ ॥૨૦૦॥
રાજનગરવાસી ભલોએ, વચ્છરાજસુત લાલચંદ
સદા શ્રાવક ગુણેએ.
તેહતણે કાજે કરીએ, પ્રાકૃતબંધે ટીપ,

ભવિક ભાવે ભણે એ ॥૨૦૧॥

સંવત નભ બાણ મુનિ વિધુએ ( ૧૭૫૦ )

વરસેં રહ્યા ચોમાસ, પુરે નવાવાસમાંએ;

સંવેગીમુનિ પરિવર્યાએ, શ્રીજ્ઞાનવિમલસૂરિંદ

રહ્યા ઉલ્લાસમાંએ ॥૨૦૨॥

તિણિ ઉપકાર ભણી કર્યોએ, સહુને જાણવા કામિ

વધે વ્રત વાસનાએ;

એ પરિમાણે આદર્યોએ, [1]બીજે પણ ઉચ્ચાર

ધરી બહુ ભાવનાએ ॥૨૦૩॥

રાયસિંહ દીપચંદ દેવચંદએ, લાધો ને ધનરાજ

પ્રમુખ વ્યવહારીયાએ;

તિણિપણએ અભિગ્રહ કર્યાએ, એહ લિખ્યા પરમાણુ

અણુવ્રત ધારીયાંએ ॥૨૦૪॥

વલી જે ભાવથકી ગ્રહેએ, સમકિતને અનુયાય

અણુવ્રત ગુણવ્રતેં એ;

તસ ઘરે નવનિધિસંપદાએ, પ્રસરે પૂરણપ્રેમ

મનોરથ સવીફલેએ ॥૨૦૫॥

શ્રીજ્ઞાનવિમલસૂરીંદનાએ, મુખથી એ વ્રતલીધ

ધરી સમકિત ભલુંએ;

એહ ભણતાં સુણતાં થકાંએ, વાધે ધર્મનો ઢાલ

વધે ગુણ નિર્મલાએ ॥૨૦૬॥

॥ ઈતિ શ્રી બારવ્રતઉચ્ચરવાવિધિ ઢાલબન્ધ સંપૂર્ણ. ॥

---

૧ બીજા શ્રાવકોએ પણ બારવ્રત ઉચ્ચર્યા.

# જાહેર ખબર.

## શ્રીદયાવિમલજી જૈનગ્રંથમાલા તરફથી છપાઇને તૈયાર થએલ ગ્રંથો.

૧ नरभवदृष्टान्तोपनयमाला—આ ગ્રંથ ભાષાંતરસહિત છપાયો છે.

૨ मौनैकादशीकथा संस्कृतपद्यबद्ध.

૩ जैनस्तोत्ररत्नावली—આ પુસ્તકમાં પરચૂરણ જૈનસ્તોત્રોછે.

૪ प्रश्नद्वात्रिंशिकास्तोत्रं स्वोपज्ञबालावबोधसहित—આ ગ્રંથમાં શ્રીકેશીગણધરમહારાજને પ્રદેશિરાજાએ પૂછેલ પ્રશ્નોના ઉત્તર છે.

૫ प्राचीनस्तवनरत्नसंग्रह प्रथम भाग—આ પુસ્તકમાં શ્રીજ્ઞાનવિમલસૂરિમહારાજકૃત સ્તવનોનો સમુદાય છે.

૬ श्रमणसूत्रम्—આ પુસ્તક શ્રીનયવિમલગણિકૃત ભાવાર્થ સાથે છે, તેમાં સાધુસાધ્વીના આચારની બાબત છે.

૭ श्रीज्ञानविमलसूरिचरित्रम्.

૮ संसारदावानलस्तुतिवृत्तिः

૯ कल्याणमंदिरस्तोत्रगीतानि.

૧૦ साधुवंदनारास—આ ગ્રંથમાં ૪૫ આગમમાં ટીકાઓમાં પ્રકરણમાં જે જે સ્થાને પૂર્વસાધુઓના ચરિત્ર ના નામાદિક આવેલ છે તેઓના નામ ગ્રહણપૂર્વક વંદના કરી છે.